

# પક્ષપાત રહિત શ્રી
# શ્રુતિબોધ.

શ્રી શ્રુતિબોધના ઇશ્વરજ સ્વયં ગુરૂ રૂપે પ્રગટ
થઇને કર્તા છે. શિષ્ય તો નિમિત્ત માત્ર જ છે.

## મુમુક્ષુઓના હિતાર્થે

કર્તા:—
શ્રીમદ્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય દંડી સ્વામી શ્રી
ગુરૂ પ્રજ્ઞાનાનન્દ સરસ્વતી શિષ્ય પૂર્ણાનન્દ સરસ્વતી

સ્થળ:—શ્રી ક્ષેત્ર મુક્તેશ્વર સૂર્યદેહા ઉત્તરવાહિની
તાપીતટે સુરત થઇને.

મુમુક્ષુ જીવાત્માએ આ શુદ્ધિ પત્ર વાંચીને ગ્રંથ વાંચવાનો આરંભ કરવો, બીજા વ્યાકરણાદિ દોષો પણ સુધારી વાંચશો.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ફોટાની નીચે | | શ્રીમદ્ | શ્રીમત્ |
| ૨ | ૩ | પરમપ્રીય આત્માઓ | પરમપ્રિય મુમુક્ષુ જીવાત્માઓ |
| ૩ | ૨૦ | જ્ઞાનીનું લક્ષણ છે | જ્ઞાનીનો ધર્મ છે |
| ૪ | ૧૭ | શ્રુતિ માતા તો | શ્રુતિ માતાનો |
| ૬ | ૨૧ | નિંદ્રા | નિદ્રા |
| ૮ | ૫ | એવું | એવાં |
| ૮ | ૧૪ | પ્રાણપ્રથા | પ્રાણપ્રજ્ઞા |
| ૧૧ | ૨૦ | પ્રત્યગ આત્મા | પ્રત્યગાત્મા |
| ૧૨ | ૧૦ | પ્રત્યક્ આત્મા | પ્રત્યક્ આત્મા |
| ૧૩ | ૯ | સર્પ બેઠેલો હતો | સર્પ બેઠો |
| ૧૪ | ૨૦ | કિંચિત્ | કિંચિત્ |
| ૧૬ | ૧૪ | આરોપ કરીએ છીએ | આરોપ કરાય છે |
| ૧૮ | ૧૨ | પ્રવેરા | પ્રવેશ |
| ૧૮ | ૧૭ | તથા | તથા |
| ૨૮ | ૧૬ | અવધુત | અવધૂત |
| ૩૧ | ૧ | વિવિધદશા | વિવિદ્દશા |
| ૩૨ | ૬ | આલિંગ સન્યાસ | આ લિંગ સન્યાસ |
| ૩૭ | ૮ | માટે પણ ઉપસંહાર | માટે ઉપસંહાર પણ |
| ૪૧ | ૧૯ | વિષયાશક્તિ | વિષયાસક્તિ |
| ૪૨ | ૧૧ | સર્વાત્મા ભાવ | સર્વાત્મ ભાવ |
| ૪૨ | ૧૪ | તુરીયતીત | તુરીયાતીત |
| ૪૪ | ૨૧ | કરવી. | કરવી ? |
| ૪૫ | ૨૧ | બીજાના સ્વભાવ | બીજાના સ્વભાવ |

# ૐ પક્ષપાત રહિત શ્રી શ્રુતિબોધ.

શ્રી શ્રુતિબોધના ઇશ્વરજ સ્વયં ગુરૂ રૂપે
પ્રગટ થઇને કર્તા છે. શિષ્યતો નિમિત્ત
માત્ર જ છે.

## મુમુક્ષુઓના હિતાર્થે

કર્ત્તા :—

શ્રીમદ્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય દંડી સ્વામી શ્રી
ગુરૂ પ્રજ્ઞાનાનન્દ સરસ્વતી શિષ્ય પૂર્ણાનન્દ સરસ્વતી.

સ્થળ :—શ્રી ક્ષેત્ર ગુપ્તેશ્વર સૂર્યદેહા ઉત્તરવાહિની
તાપીતટે સુરત થઇને.

# :: અર્પણ પત્રિકા ::

શ્રી શ્રુતિ માતાને પોતાના બાળકોમાં પક્ષપાત છે નહિ. બોધ પણ તેવોજ છે. મારો પણ નિશ્ચય છે કે આ સમષ્ટિ જગતના આત્માઓ મારા સ્વરૂપજ છે. માટે મારા પરમપ્રિય આત્માઓ; આ શ્રી શ્રુતિ બોધનો દિવ્ય લેખ હું તમોને અર્પણ કરૂં છું.

## ॐ तत् सत्

## — સૂચના —

મારા પરમપ્રિય આત્માઓ: આત્મજ્ઞાન પ્રાપ્તિને માટે સર્વોત્તમ સાધન આ મનુષ્ય શરીર છે. એ શરીર અમૂલ્ય છે; એને વ્યર્થ ગુમાવશો નહિ. સાવધાન થાઓ, આળસ પ્રમાદ છોડો; આ સંસારના ભયંકર દુઃખમાંથી મુક્ત થવાને માટે આપણી શ્રુતિ માતાના આ દિવ્ય બોધને બહુજ પ્રેમપૂર્વક આદિથી અન્ત સુધી ભૂમિકા સહિત વાંચશો, મનન કરશો, વિચાર કરશો, અભ્યાસ કરશો તો તમને જરૂર આત્મજ્ઞાન પ્રાપ્ત થશે, અને આ સંસાર દુઃખની અત્યંત નિવૃત્તિ થશે. અને પરમ સુખને પ્રાપ્ત થશો.

## ॐ तत् सत्

# ભૂમિકા.

મારા પરમપ્રિય આત્માઓ; શ્રી શ્રુતિના બોધ સંબંધી કાંઇ લખી શકાય નહિ. કેમકે શ્રુતિ સ્વયં બોધ રૂપ છે. હું કંઇ મોટો લેખક નથી, મને લખવાનો અભ્યાસ પણ નથી; હું સંસ્કૃત વિદ્યા પણ ભણ્યો નથી; મને વ્યાકરણનું જ્ઞાન પણ નથી. વેદાન્તનો વિષય અતિ ગહન છે. સમજવો પણ અતિ કઠણ છે. પણ અત્યાર સુધીના મારા મનન, વિચાર, અને અભ્યાસના પરિણામે મને જે બોધ થયો છે; તે ઇશ્વિર સ્વરૂપ ગુરૂશ્રીની પ્રેરણાથી મારા આત્મબંધુઓને શ્રુતિમાતાનો બોધ થાય; તે ઉદ્દેશથી નિઃસ્વાર્થ ભાવે આ ટૂંકા લેખ દ્વારા બતાવવાનો મારો આ અલ્પ પ્રયાસ છે.

આ શ્રુતિનો બોધ મુમુક્ષુ આત્માઓ અને મુમુક્ષુ આત્મરૂપ ભગિનીઓને બહોળા પ્રમાણમાં વિના મૂલ્યે વહેંચાય; જેથી તેને શ્રુતિમાતાનો દિવ્ય સંદેશ મળે; એ આ લેખ લખવાનો મારો મુખ્ય હેતુ છે.

શ્રદ્ધાળુ મુમુક્ષુઓ આ બોધનું સ્વધર્મ પરાયણ થઇ ઇશ્વર ગુરૂની ભક્તિ કરી મનન, વિચાર અને અભ્યાસ કરશે; તો તેનું પરમ કલ્યાણ થશે. એ વાત સ્પષ્ટ છે. જીવના કલ્યાણનો માર્ગ બતાવવો એ જ્ઞાનીનું લક્ષણ છે, અને તે આજે ગુરૂ કૃપાથી માત્ર અંગુલી નિર્દેશરૂપે કાર્ય થાય, એમાં

હું ઈશ્વરની પરમકૃપા માનું છું. મને જે પ્રેરણા થઇ; તેનું કારણ ઈશ્વરની સ્વાભાવિક વાણી (શ્રુતિ) કહે છે કે "જ્યારે જ્યારે ધર્મની હાનિ અને અધર્મની વૃધ્ધિ થાય ત્યારે ઇશ્વરજ તેવે તેવે રૂપે પ્રગટ થઇને ધર્મનું સ્થાપન કરે છે". કોઈ વખતે જ્ઞાન માર્ગનો છેક લોપ થઇ જવા લાગ્યો ત્યારે, ઈશ્વર શંકર રૂપ **શ્રી શંકરાચાર્ય ભગવાન** પ્રાદુર્ભાવ થઇને, સંન્યાસાશ્રમ ધારણ કરીને જ્ઞાન માર્ગનો પ્રચાર કરી; અવતાર કાર્ય સમાપ્ત કરીને પોતે કૈલાસ ગમન કરતી વખતે પોતાના શિષ્યોને જ્ઞાન માર્ગનું રક્ષણ કરવાનું સોંપીને કૈલાસ ગમન કર્યું. પછી તેમના પદ્મપાદાદિ શિષ્યોએ જ્ઞાનમાર્ગ ચલાવ્યો અને હજી પણ એ સંપ્રદાય ચાલુજ છે. મારા ગુરૂશ્રી કહેતા કે જ્ઞાનમાર્ગ ચલાવવો એજ આચાર્યશ્રીની સેવા છે. તે સંન્યાશ્રમ મેં ધારણ કરેલો હોવાથી મને સ્વાભાવિક રીતે ઇચ્છા થવીજ જોઇએ. તે ઈશ્વર રૂપ ગુરૂશ્રીની પ્રેરણાથી શ્રુતિમાતાના બોધને માટે મેં પ્રયાસ કર્યો છે. એ તો કહેવા માત્રજ છે. કર્તા તો ઈશ્વરરૂપ ગુરૂશ્રીજ છે. હું તો નિમિત્ત માત્રજ છું. આ શ્રુતિમાતાનો બોધ મને જે રીતે મળ્યો છે, તે રીતે બીજા મુમુક્ષુ આત્માઓ જો પ્રયાસ કરશે તો તેમને અવશ્ય બોધ થશે, માટે શ્રુતિમાતાના બોધને મારા જીવન વૃત્તાન્ત દ્વારા પ્રગટ કરૂં છું.





श्रीमद् परमहंस परिव्राजकाचार्य दंडी स्वामी श्री
गुरु प्रज्ञानानन्द सरस्वती शिष्य पूर्णानन्द सरस्वती.

# જીવન વૃતાન્ત.



સંન્યાસીએ પોતાનું જીવન વૃત્તાન્ત ન લખવું જોઇએ કેમકે સંન્યાસધર્મથી વિરૂદ્ધ છે; છતાં વિચાર કરતાં જણાયું કે મને એમાં કાંઈ લાભ હાનિ નથી. મારૂં જીવન વૃતાન્ત લખવાનું કાઇજ પ્રયોજન નથી, અને લખવું પણ નહી જોઇએ પણ મારા પ્રમાણે મારા મુમુક્ષુ આત્માઓ જો પ્રયાસ કરશે તો તેમને અવશ્ય બોધ થશે; એમ ધારીને લખ્યું છે.

મારા આ સ્થલ શરીરની ઉત્પત્તિ અનાદિ ઔદિચ્ય અયાચક બ્રાહ્મણ કુળમાં તાપી નદીથી એક માઇલને છેટે સુરતની પાસે એક ગામમાં થઈ છે. હું નાનપણથી ગુજરાતી છ ચોપડી ભણીને તુરતજ ખેતીના ધંધામાં જોડાઇ અજ્ઞાની માણસોની સાથે રહેવા લાગ્યો; એવા સમૂહમાં રહીને મારી બુદ્ધિ પણ જડ જેવી થઇ ગઈ; પણ મને સ્વાભાવિક શંકરના દર્શન કરવાની તથા કથાકીર્ત્તન સાંભળવાની ઇચ્છા થતી કોઇ વખતે કંતારેશ્વર મહાદેવમાં શ્રીશંકરાચાર્ય મહારાજ પધારેલા હતા, તે વખતે હું ત્યાં દર્શન કરવા જતો. ત્યાં જ્ઞાનમાર્ગની સારી રીતે ચર્ચા થતી હતી. પણ તેમાં મારો અધિકાર ન હોવાથી મારાથી સમજાતું નહિ; પણ તે કથામાં આવી વાતો આવતી કે મનુષ્ય જન્મ પ્રાપ્ત કરીને

પણ જેણે **ઈશ્વર** પ્રાપ્તિનો પ્રયાસ ન કર્યો; તે મનુષ્ય પશુ કરતાં પણ અધમ છે. તે દિવસથી મારા મનમાં **ઈશ્વર** પ્રાપ્તિને માટે બીજ રોપાયું, અને સાચી જુઠી સંધ્યા કરવા લાગ્યો; પણ મને પ્રતિબંધ બહુજ હોવાથી યથાર્થ રીતે થતું નહિ. હું મનમાં બહુજ મુંઝાયા કરતો પણ શું કરવું? એમ કરતાં આડત્રીસ (૩૭) વર્ષની ઉમ્મર થઇ ગઇ, પણ બીજ રોપાયલું તે વૃદ્ધિ પામવા લાગ્યું. અને પ્રતિબંધ પણ કાંઇ ઓછો થવા લાગ્યો. પછી તે વખતે મહાત્મા શ્રી **નથ્થુરામ શર્મા** મને મળ્યા, અને તેમની પાસે મંત્ર દીક્ષા લઇને તે દિવસથી સંધ્યાદિ નિત્ય કર્મ, ગાયત્રી જપ અને શિવ પૂજનાદિ કરવા લાગ્યો. પણ મને વિઘ્ન બહુજ હોવાથી બહુ આપત્તિઓ આવી પડતી, પણ હું તેમાં અધિકાધિક પ્રયાસ કરવા લાગ્યો, અને એવો નિશ્ચય કર્યો કે હવે આપણે માટે કળીયુગ છેજ નહિ; પણ સત્ય યુગજ છે, પછી મને સમજાયું કે ઇશ્વર પ્રાપ્તિને માટે પ્રથમ સાધન સ્વધર્મ પરાયણતા (નિષ્કામ કર્મ) અને **ઇશ્વરની** નિષ્કામ ભક્તિ (નિષ્કામ ઉપાસના) છે. પણ હજી મારો પ્રતિબંધ રહેલો હોવાથી ખેતીના ધંધાથી મુક્ત થયો નહિ. હું ખેતરમાં હળ ખેડવા જતો, ત્યાં પણ મારો હંસ મંત્રનો જપ ચાલુજ રહેતો. હું બાર કલાક સુધી મજુરી કરતો. સાયંકાળે ભોજન કરતો. પણ મને આળસપ્રમાદ આવતોજ નહિ. મારી નિંદ્રા પણ બહુજ ઓછી થઈ ગઇ; ને

મારો ઉત્સાહ વધવા લાગ્યો એટલે ઇશ્વર કૃપાથી હું ખેતીના ધંધામાંથી (૪૧ વર્ષે) મુક્ત થયો. તેથી મારૂં મનોબળ બહુજ વધવા લાગ્યું. પછી હું હઠયોગને માટે નેતિ ધોતી આસનો વિગેરે કરીને યોગાભ્યાસ કરવા લાગ્યો; પણ આહારાદિક ન કરતાં ફળાહારથી રહેવા લાગ્યો; તેથી શરીર મરણ તુલ્ય ભયંકર સ્થીતિમાં આવી ગયું. પછી અન્નનો અહાર કરવાથી શરીર સુધરવા લાગ્યું; તેમાંથી મને સગાંસંબંધીના તરફથી ઘણું શીખવાનું મળ્યું. અને નિશ્ચય થયો કે બધું સ્વાર્થનું છે; તે દિવસથી મને વિવેકાદિ સાધનની પ્રાપ્તિ થવા લાગી; તે પછી મહાત્માશ્રીના આશ્રમમાં મેં ચાતુર્માસ કર્યો ત્યાં રહીને મેં ઘણો અનુભવ મેળવ્યો; એટલે ઇશ્વરરૂપ હમારા સ્વામીશ્રી સુરતમાં હરિકૃષ્ણ નાગર ગૃહસ્થને ત્યાં પધારેલા હોવાથી હું ત્યાં ગયો, અને તેઓશ્રીને મેં પ્રાર્થના કરી કે મને સંન્યાસ આપો. એઓશ્રીએ મારા હૃદયની પરીક્ષા કરીને કહ્યું કે હજુ તમારૂં હૃદય રંગાયું નથી, માટે બાહ્ય રંગ લગાવવાથી કાંઇજ લાભ મળશે નહિ; માટે તમે તમારા હૃદયને રંગ ચઢાવીને પછી બાહ્ય રંગ ચઢાવશો તો સંન્યાસ આશ્રમ ફળદાતા થશે; પછી તેઓશ્રીએ મને કહ્યું કે તમારા કષાય પરિપકવ થશે; ત્યારે તમને સંન્યાસ આપીશ, માટે તમે વિવેકાદિ સાધન દૃઢ કરો. અને યોગવશિષ્ઠ ગીતાજી વિગેરે ભાષા ગ્રંથનો અભ્યાસ કરો; એમ કહીને પોતે કાશીજી

પધારી ગયા. પછી એઓશ્રીની આજ્ઞા પ્રમાણે મારાથી બને તે પ્રમાણે અભ્યાસ અને સત્સંગ કરવા લાગ્યો. પછી મને સમજાયું કે આત્મજ્ઞાનમાં દરેક મનુષ્યનો સરખોજ અધિકાર છે; પણ જેને વિવેકાદિ સાધન અને મુમુક્ષુતા હોય તેને બીજાને નહિ. યોગવશિષ્ઠમાં એ ાં ઘણાં દૃષ્ટાંતોદ્વારા વશિષ્ઠ ભગવાને રામચંદ્રજીને સમજાવેલું છે. શ્રીકૃષ્ણ ભગવાને પણ ગીતાજીમાં અર્જુનને કહેલું છે કે સ્ત્રી વૈશ્યને શુદ્રની પણ મુક્તિ થાય છે. આવા વિચારથી મને કાંઇક સર્વાત્મભાવ થવા લાગ્યો તેવામાં એક મહાત્માની પાસેથી મને મનના નિરોધનો ઉપાય બહુજ સુગમ રીતે કરી શકાય એવો લાભ મળ્યો. તેમણે મને કહ્યું કે તમે સોહમ્ મંત્રનો જપ કરો તે પ્રાણ ને મન બેઉને સાથે જોડીને કરશો તો મનનો નિરોધ તુરત થશે. કૌષિતકી ઉપનિષદ્‌માં ઇંદ્રે પ્રતર્દન રાજાને કહ્યું છે, કે પ્રાણપ્રથા ઉપાધિવાળો આત્મા બ્રહ્મ છે. પ્રાણ અને મન ઉભય એક તત્વમાંથી ઉત્પન્ન થયા છે. એમ કરતાં ત્રણ વર્ષ વીતી ગયાં. એટલે હમારા **સ્વામીશ્રી** પૂરીથી સુરત પધાર્યા. પછી હું તેઓશ્રીની પાસે રહેવા લાગ્યો; અને મારાથી બને તેવી સેવા કરવા લાગ્યો. અને તેમની પાસેથી વેદાંતનો વિશેષ લાભ મળવા લાગ્યો મને તેઓશ્રી ઇશ્વરરૂપજ દેખાયા, અને મારો તેઓશ્રીના ઉપર પૂર્ણ પ્રેમ થયો. તેઓશ્રીએ પણ મારા હૃદયની પરીક્ષા કરીને ચાતુર્માસની સમાપ્તિએ મને

કાશીજી બોલાવ્યા. પછી હું મારી આજીવિકાના સાધનનો કોઈ સારા કામમાં (પરોપકારી) ઉપયોગ કરવાનો બંદોબસ્ત કરીને કાશીજી ચાલી ગયો. પછી તેઓશ્રીએ મને બહુજ પ્રેમપૂર્વક તથા વિધિપૂર્વક સંન્યાસ આપ્યો. અને મહાવાકયનો ઉપદેશ કરી અને સંન્યાસીના ધર્મ સમજાવ્યા. અને માંડુક્ય **ઉપનિષદ** કારિકા સહિત સારી રીતે સમજાવ્યું. અને બીજા પ્રકરણ ગ્રંથો અને **શ્રી શંકરાચાર્ય** ભગવાનના આત્મબોધાદિ સ્તોત્રો સમજાવીને કહ્યું; કે જેમ આપણે મરવાને વાસ્તે એક નાની સરખી છરી બસ છે; પણ બીજાને મારવું હોય ત્યારે ઘણા હથિયારની જરૂર પડે છે; તેમ આપણે સમજવાને માટે માંડૂક્ય **ઉપનિષદ** પુરતું છે. અને વધારામાં કહ્યું કે એનો મનન, વિચાર અને અભ્યાસ કરવાથી બ્રહ્માનુભવ થશે. અને સમજાવીને કહ્યું કે જેમ વકીલ, ડાક્તરો પાસ તો થાય છે; પણ અનુભવને માટે અનુભવી પુરૂષો પાસે અનુભવ લેવો પડે છે તેમ તમને મારાથી પરોક્ષ જ્ઞાન થયું છે એ પરોક્ષ જ્ઞાનને માટે તમે વારંવાર મનન, વિચાર, અને અભ્યાસ કર્યા કરો, અને જ્ઞાનના રક્ષણને માટે વિવેક આદિ સાધનો દ્દઢ કરતા રહેશો; અને તિતિક્ષા સહન કરવાને માટે એઓશ્રીએ મને આશીર્વાદ રૂપ અનુગ્રહ કરીને નિદિધ્યાસન રૂપ ભક્તિ કરવાનો ઉપદેશ કરીને બદરી કેદારેશ્વરની જાત્રાને માટે

હિમાલયમાં મોકલી આપ્યો. પછી મને સમજાયું કે **ગુરૂશ્રીની** કૃપાથી મને મન ગુરૂની પ્રાપ્તિ થઇ. પછી હું કાશીજી છોડીને હરદ્વાર ગયો. અને ત્યાં ગંગાજીમાં સ્નાન સંધ્યાદિ દંડ તર્પણ કરીને ભિક્ષાને માટે મને વિચાર આવ્યો કે હવે હું કયાં ભિક્ષા કરીશ ? એટલામાં એક ગૃહસ્થે મને મીઠાઇ આપીને કહ્યું કે સ્વામીજી મારી ભિક્ષાનો અંગીકાર કરો; પછી મને ખાત્રી થઇ કે મારે શરીરના પ્રારબ્ધને માટે ચિંતા કરવાનું કાંઈજ કારણ નથી. પછી હું હરદ્વાર છોડીને રૂષિકેશ ગયો. ત્યાં મને બિકાનેરના બ્રાહ્મણ ગૃહસ્થ મળ્યા. તે ગૃહસ્થ બહુજ શ્રદ્ધાળુ હતા. તેમણે મને કહ્યું સ્વામીજી મને બદ્રિનારાયણે સ્વપ્નું આપ્યું હતું, કે તમે એકદંડી સ્વામીજીને સાથે રાખીને જાત્રા કરશો. તેથી તે ગૃહસ્થનો મારા ઉપર અત્યંત પ્રેમ થયો. પછી તેમની સાથે જાત્રા પુરી કરીને મથુરાંજી આવ્યો; તેથી મને પ્રારબ્ધનો પૂરેપૂરો નિશ્ચય થઈ ગયો. પછી મેં મથુરાંમાં જોશીજીને ત્યાં ચાતુર્માસ કીધો. અને ત્યાં જમનાજીનાં જળ પીવાથી અને બીજા અનેક પ્રકારના પ્રતિકુળ સંયોગોને લઇને મને શરીરમાં સંધિવાયુનો રોગ થયો. ત્યાંનાં લોકો કુવાનું પાણી પીએ છે; તેનું કારણ પણ મને પાછળથીજ સમજાયું. એવામાં કાશીજીથી અમારા **ગુરૂશ્રીના** વિદેહ કૈવલ્યનો પત્ર આવ્યો, તેથી હું ચાતુર્માસ સમાપ્ત કરીને

કાશીજી ગયો. પણ રોગ બહુજ ભયંકર સ્થીતિમાં આવી ગયો. મારાથી એક કપડું સુધ્ધાં ઓઢી શકાતું નહિ. તેમાં કાશીજીની ઠંડી સહન કરવાની, આ વખતે ખરી કસોટીની પરીક્ષા થઇ. પણ મને એવા વિચાર આવતા કે હું દેહથી ભિન્ન સચ્ચિદાનંદ જ્ઞાનસ્વરૂપ આત્માજ છું. અ શરીરીજ છું. આવા વિચાર કરવાથી મને એનો શોક થતો નહિ. શરીરના ધર્મ ચિદાભાસે માની લીધા છે. મને તેની સાથે જરા પણ સંબંધ નથી. પછી હમારા ભૈયાજીએ અનેક પ્રકારની માત્રાઓ આદુના રસમાં પાવાથી રોગ જરા શાંત થયો. આવા પ્રતિકુળ શરીરને લઇને મારાથી સત્સંગ અને શ્રવણાદિનો લાભ લેવાયો નહિ. પછી હું જગન્નાથજી જઇને શ્રીશંકરાચાર્યને દંડવંદન કરીને કાશીજી આવ્યો. પછી કાશીવિશ્વનાથને દંડવંદન કરીને નર્મદા તીરે વ્યાસ ક્ષેત્રમાં આવ્યો. ત્યાં પાછો શરીરનો રોગ ભયંકર સ્થીતિમાં આવી ગયો. પણ ગુરૂશ્રીની કૃપાથી મારો અભ્યાસ ચાલુ રહ્યો. પછી હું આચાર્યશ્રીની સેવાને માટે મારી બુધ્ધિઅનુસાર વેદાન્તના ભાષા ગ્રંથોની કથા કરવા લાગ્યો, એવામાં ત્યાં એક **મહાત્માશ્રીનો** સમાગમ થયો. તેમનાથી ઘણો સારો લાભ થયો. પછી મનગુરૂમાં શ્રુતિમાતા અપરોક્ષ થયાં. પછી મને યથાર્થ સમજાયું કે હું પ્રત્યગ આત્મા બ્રહ્મજ છું; એવો પરોક્ષ નિશ્ચય દૃઢ થયો. પછી એ નિશ્ચય કરેલા અર્થનો

અભ્યાસક્રમ શરૂ થયો. પછી એકાન્ત દેશમાં બેસીને પ્રત્યગ આત્માને બ્રહ્મનું અભેદરૂપે ચિન્તન કરવા લાગ્યો. પછી મને સમજાયું કે, આ છેલ્લા સોપાનમાં કેવળ નિદિધ્યાસન રૂપ અભ્યાસનીજ જરૂર છે. એ અભ્યાસક્રમને માટે શ્રુતિમાતાએ કહેલું છે કે એ આત્મા બહુ વ્યાખ્યાન કરવાથી પ્રાપ્ત થતો નથી. બહુ શ્રવણ કરવાથી પ્રાપ્ત થતો નથી; બહુ ગ્રંથોના ધારણ કરવા રૂપ મેધાથી પ્રાપ્ત થતો નથી; પણ પ્રત્યગ આત્માને બ્રહ્મનું અભેદ રૂપે ચિન્તન કરવાથી પ્રાપ્ત થશે **શ્રીશંકરાચાર્ય** ભગવાને પણ વાક્ય વૃત્તિમાં કહ્યું છે કે હું પ્રત્યક આત્મા બ્રહ્મજ છું; એવો અપરોક્ષ નિશ્ચય દ્દઢ થાય ત્યાં સુધી શમાદિ સહીત અને મનગુરૂમાં કિંચિત પણ વાસના ન હોવી જોઈએ. એવી સાવધાનતા રાખીને અભ્યાસ કરવો પછી એકાન્ત દેશમાં અભ્યાસ કરવા લાગ્યો; પછી મને સમજાયું કે જ્ઞાન પ્રાપ્તિને માટે બહુ વિદ્વતાની જરૂર નથી, પણ ચિદાભાસે જે મિથ્યા ગ્રહણ કરેલું છે; તે છોડી દેવાથી આત્મા સ્વયં પ્રકાશ રૂપે અનુભવાશે. હવે એ અભ્યાસ ક્યારે સમાપ્ત થશે; એનો નિયમ નથી. એ તો જે મુમુક્ષુ જેટલો અભ્યાસ કરશે તેટલો તેને અનુભવ થશે.

**શ્રી શંકરાચાર્ય ભગવાને** કહ્યું છે કે જેવું આપણા દેહમાં હુંપણાનું જ્ઞાન દ્દઢ થયું છે, તેવું જ્યારે આપણા પોતાના

આત્મમાં દૃઢ થાય, ત્યારે જાણવું કે અભ્યાસ સમાપ્ત થયો. એમ અનુભવ થશે. જો મન ગુરૂમાં કિંચિત્ વાસના હશે તો જન્માંતરમાં થશે. તેથી શ્રી. ભગવાને બહું જન્મનાન્તે જ્ઞાન થઇને મુક્ત થશે; એમ કહેલું છે. એ પણ મને સારી રીતે સમજાયું. પછી હું એકાંત દેશમાં અભ્યાસ કરવા લાગ્યો ઘણો ખરો વખત મારો **વ્યાસનારાયણના** જંગલમાં જતો હતો. પછી કૈલાસમાં એકાંત ગુફામાં ચાતુર્માસ કર્યો. ત્યાં હું અભ્યાસમાં બેઠેલો હતો; તે વખતે મારા હાથની પાસે ફેણા માંડીને એક મોટો ભયંકર સર્પ બેઠેલો હતો. મેં આંખ ઉઘાડીને જોયું, ત્યારે તે મને માલમ પડયો. પછી મેં આધ્યાત્મિક દૃષ્ટિથી વિચાર્યું કે હું અ શરીરી છું. હું આત્મા બ્રહ્મ સ્વરૂપ છું. અને આ પ્રતિત થતો સર્પ મિથ્યા છે. પણ એનું અધિષ્ઠાન બ્રહ્મ જ છે. મિથ્યા વસ્તુ મને સત્ય આત્માને શું કરશે ? એવો મારો નિશ્ચય પાંચ મિનિટ રહ્યો. પછી મારો દૃઢ અનુભવ ન હોવાથી હું પાસેના પાટ ઉપર ઉઠીને બેઠો; અને આધ્યાત્મિક ચિંતન કરવા લાગ્યો, એટલે એ સર્પ પોતાની ફેણા સંકેલી લઇને ગુફાના દ્વાર ઉપર ચઢીને ચાલી ગયો. તેથી મને ઘણીજ નિર્ભયતા થઈ, અને મનોબળ બહુજ વધવા લાગ્યું. પછી હું **વ્યાસ** છોડીને ડભોઇના ગૃહસ્થ સાથે અમરકંટ ગયો. ત્યાં પણ અનેક પ્રકારની તિતિક્ષા સહન કરી. મારા આ સ્થૂળ શરીરમાં ચાલવાની

શક્તિ ન હોવા છતાં ચૌદ માઇલ થોડા વખતમાં ચાલી શકાયું. ક્ષુધા પિપાસા સહન કરવાનું બળ આવ્યું. પછી શ્રી રામેશ્વરની જાત્રા કરીને પાછો ફરીથી **વ્યાસ** આવ્યો. ત્યાં પણ તિતિક્ષા સહન કરી હતી અને પછી વ્યાસ છોડીને ગુપ્તેશ્વર આવ્યો. અહિંયાના બ્રાહ્મણોનો સંધ્યાદિ નિત્યકર્મમાં પ્રમાદ દેખીને મેં પ્રયાસ કર્યો પણ મારો પ્રયાસ નિષ્ફળ ગયો ત્યાં પણ મારો અભ્યાસ સારી રીતે ચાલવા લાગ્યો. પછી મને સમજાયું કે મન ગુરૂમાં અભેદ રૂપે ચિંતન કરવું અને પોતા સાથે જગતને પણ અભેદ રૂપે જોઇને વર્તન એવું કરવું કે; કોઇ પણ પ્રાણીને કોઇ પણ જાતનો ક્લેશ ન થાય. એવું વર્તન કરવું. તે જગતના નામ રૂપને બાધ કરીને અધિષ્ઠાન જે બ્રહ્મ અને પ્રત્યેક આત્મા એકજ છે; એમ અભેદરૂપે ચિન્તન કરવાથી સર્વાત્મભાવ દૃઢ થશે; એમ મને નિશ્ચય થયો. તે અભ્યાસ અદ્યાપિ પર્યંત ચાલુ છે. એ અભ્યાસથી જે અનુભવ થાય છે, તે કહેવાને માટે વાણી વિરામ પામે છે. સ્વસંવેદ્ય છે. હવે જેમ જેમ અભ્યાસની પરિપકવતા થશે, તેમ તેમ **બ્રહ્માનુભવ** થશે. જેમ નિર્મળી ફળ ઘસીને ડહોળા પાણીમાં નાંખવાથી ડહોળા પાણીના મેલને દૂર કરીને પોતે પણ નિવૃત્ત થાય છે; તેમ બ્રહ્માકાર થયેલી વૃત્તિ આપણા અંતઃકરણ ઉપર કિંચિત્ વાસના રૂપી મેલ હશે તેને દૂર કરીને પોતે પણ નિવૃત્ત થશે;

એમ મને યથાર્થ સમજાયું. પછી જેમ વાદળાં દૂર થવાથી સૂર્ય ભગવાન પ્રકાશે છે, તેમ વાસના રૂપી આવરણનો પડદો દૂર થવાથી બ્રહ્માનુભવ થશે. આવો મારો અભ્યાસક્રમ ચાલે છે; તેવામાં મને મનગુરૂમાં વિચાર આવ્યો, કે મને જે ક્રમથી અનુભવ થયો છે તેજ પ્રમાણે મારા પરમપ્રિય આત્માઓ જો અભ્યાસ કરશે; તો તેમને જરૂર બ્રહ્માનુભવ થશે. એવા વિચારથી આ શ્રુતિબોધને લખવાની ઈચ્છા થઇ પણ મેં એ ઇચ્છાને દબાવી રાખી; પણ હું જ્યારે અભ્યાસમા બેશું ત્યારે મને એજ વિચાર આવવા લાગ્યા. પછી મેં વિચાર કર્યો કે એ મારા મન ગુરૂનીજ પ્રેરણા છે. મારા હાથમાં દરદ છે; છતાં મેં આ શ્રુતિમાતાના બોધને માટે મારાથી બની શકે તેટલો પ્રયાસ કર્યો છે. આવો આપણી શ્રુતિમાતાનો દિવ્ય બોધ છે; તે મારા પરમપ્રિય મુમુક્ષુ આત્માઓ તમને કહ્યો છે. એ બોધને વાંચશો, મનન કરશો વિચાર કરશો, અભ્યાસ કરશો; તો તમને જરૂર બ્રહ્માનુભવ થશે. આવો આપણી શ્રુતિમાતાનો દિવ્ય સંદેશો પહોંચાડયો છે. અને આ શ્રુતિબોધને મારા પરમપ્રિય સમષ્ટિ જગતના આત્માઓને અર્પણ કર્યો છે; માટે દરેક આત્માઓએ એક બીજાને પોતાની ભાષામાં છપાવીને વિના મૂલ્યે પહોંચાડશો; એવી શ્રુતિમાતાની આજ્ઞા છે.

ૐ તત્સત્

ૐ તત્ સત્ પરમાત્મને નમઃ

# ૐ પક્ષપાત રહિત શ્રી શ્રુતિનો બોધ.

## મંગળા ચરણ.

જેમાંથી જગતની ઉત્પત્તિ થાય છે, જેમાં સ્થિતિ થાય છે, અને જેમાં લય થાય છે; છતાં જે નિર્વિકાર રહે છે, તે પરમાત્માને મારા અભેદ રૂપે નમસ્કાર.

ૐ શાંતિ થાઓ, ૐ શાંતિ થાઓ, ૐ શાંતિ થાઓ.

સુમુક્ષુ આત્માઓને બ્રહ્મ તત્વનો બોધ થવાને માટે સંક્ષેપમાં બ્રહ્મતત્વનું નિરૂપણ કરાય છે.

ૐ પ્રસિદ્ધ આ જગત ઉત્પત્તિની પૂર્વે એક પરમાત્માજ હતા બીજું કાંઈજ ન હતું.

એ પરમાત્માના જ્ઞાનને માટે નિસ્પ્રપંચ જે બ્રહ્મ તેમાં પ્રપંચનો આરોપ કરીયે છીએ, શ્રુતિ કહે છે કે તે ઈશ્વર (માયોપાધિક બ્રહ્મ) જીવોનાં કર્મોફળ દેવાને તત્પર થયાં ત્યારે પ્રાણીઓનાં કર્મફળના ઉપભોગનાં સ્થાનરૂપ પૃથ્વી આદિ લોકોને હું રચું; એમ પોતાની માયા શક્તિ વડે વિચાર કરવા લાગ્યા; તે સર્વ શક્તિમાન મહામાયાવિ પરમાત્મા અપંચિકૃત્ ભૂતોને પંચીકૃત્ ભૂતો તથા બ્રહ્માંડ

રચીને ચૌદલોક ઉત્પન્ન કર્યા. તે ઇશ્વર વિચારવા લાગ્યા કે, મારા રચેલા આ લોકો પાલક વિના નાશ પામશે; એથી તેમનાં રક્ષણ માટે હું નિશ્ચય લોકપાલોને રચું; એમ વિચારીને વિરાટ્ પુરૂષને ઉત્પન્ન કર્યા. તે પરમાત્માએ વિરાટ્ના શરીરમાં ઇંદ્રિઓના ગોલકો, ઇંદ્રિઓ અને ઇંદ્રિઓપર અનુગ્રહ કરનારા દેવોને રચવાનો સંકલ્પ કર્યો. પછી તે સંકલ્પથી તે સર્વ ઉત્પન્ન થયાં. ઇશ્વરે રચેલા અગ્નિ આદિક દેવો આત્મસ્વરૂપના અજ્ઞાનથી સંસારમાં હું એવા અભિમાનવાળા થયા, તે ઇશ્વર વિરાટને ભૂખ તરસની સાથે જોડતા હવા. કારણરૂપ વિરાટ્ સાથે ભૂખ તરસનો યોગ થવાથી કાર્યરૂપ દેવો ભૂખ તરસથી પીડા પામી ઇશ્વરરૂપ પિતામહ પ્રતિ કહેવા લાગ્યા—

કે હે પ્રભો! અમારે માટે અમારા યોગ્ય અલ્પ શરીર રચો. જેમાં સમર્થ થયાં છતાં અન્નનુ ભક્ષણ કરીએ. ઇશ્વરે તેઓને માટે ગાય અશ્વાદિ શરીર રચ્યાં. પણ તે દેવોને નહિ ગમવાથી તેને માટે મનુષ્ય શરીર રચ્યું; તે દેવોને ગમ્યું. ઇશ્વરે તેઓને કહ્યું કે તમે યથાયોગ્ય ગોલક પ્રતિ પ્રવેશ કરો. પછી ઇશ્વરની આજ્ઞાથી અગ્નિ વાણી થઇને મુખમાં પ્રવેશ કરતા હવા. વાયુ પ્રાણ થઇને નાશીકા પ્રતિ પ્રવેશ કરતા હવા, આદિત્યાદિ દેવો પોતપોતાના ગોલકોમાં પ્રવેશ કરતા હવા. એ ઇશ્વરે તેમને માટે અન્નની

રચના કરી; તે અપાન વાયુ વડે અન્નને ભક્ષણ કરતા હવા. તે **ઈશ્વર** વિચાર કરવા લાગ્યા કે મારા વિના વાગાદિ જડ પ્રાણીનો વ્યાપાર ચાલશે નહિ; તેનાં વેપારોની સિધ્ધિ માટે તથા સ્વરૂપનો બોધ થવા માટે મારે શરીરમાં પ્રવેશ કરવો જોઇએ. પછી તે **ઇશ્વર** મૂર્ધાસ્થાન વિષે છિદ્ર કરીને પ્રવેશ કરતા હવા. તે પરમાત્મા દેવનો માયારૂપી સ્વભાવ છે. જેથી પોતે મોહ પામે છે. પછી તે **પરમાત્માજ** જીવભાવને પ્રાપ્ત થાય છે. એવી રીતે અધ્યારોપ દેખાડીને હવે અપવાદ દેખાડે છે. તે જીવ કોઇ સમયે **ઇશ્વરના** અનુગ્રહથી ગુરૂશાસ્ત્રની કૃપા વડે આકાશાદિ ભૂતો અને તેનું કાર્ય જગત્ માયા કલ્પિત હોવાથી મિથ્યા છે, અને **બ્રહ્મજ** સત્ય છે; એવો નિશ્ચય કરીને તે આ શરીરમાં પ્રવેશ પામેલા **પરમાત્માજ** હું છું એમ જાણતો હવો. તે જીવાત્મા બ્રહ્મ તત્વને જાણીને મેં સાક્ષાત્ કર્યું એમ સંતોષ પામતો હવો.

ઉપર શ્રુતિથી જીવભાવની નિવૃત્તિ કરી. હવે યુક્તિથી તથા વિષેશ સમજને માટે જીવ ભાવની નિવૃત્તિ પ્રતિપાદન કરાય છે. મારા પરમપ્રિય મુમુક્ષુ આત્માઓ તમે તમારા પોતાના શુદ્ધ સ્વરૂપના અજ્ઞાનથી જીવભાવ માની લીધો છે; અને જન્મ મરણાદિ દુઃખનો અનુભવ કરો છો. એવા શુદ્ધ સ્વરૂપમાં અજ્ઞાન કયાંથી ?

જ્ઞાન દૃષ્ટિથી એવો પ્રશ્નજ ન હોવો જોઇએ; જેમ સૂર્યમાં અંધકાર ન હોય તેમ જ્ઞાનસ્વરૂપ આત્મામાં અજ્ઞાન નજ હોય પણ અજ્ઞાનીના સમાધાન માટે છે. કેમકે અજ્ઞાન આચાર્યશ્રીએ ભાવ રૂપે સ્વીકાર્યું છે; અને અજ્ઞાની માણસ પણ કહે છે કે હું કાંઈ જાણુતો નથી. જો અજ્ઞાન ન હોય તો ગુરૂશાસ્ત્રનું શું પ્રયોજન? માટે અજ્ઞાન છે. શાંત છે. અર્થાત્ જ્ઞાનથી એની નિવૃત્તિ થાય છે; જેમ ઘરને આશ્રિત અંધકાર છે, અને તે ઘરનેજ આચ્છાદન કરે છે, તેમ બ્રહ્મને આશ્રિત અજ્ઞાન બ્રહ્મનેજ આચ્છાદિત કરે છે. (જોનારનાં અંતઃકરણને ઢાંકે છે) જેમ અંધકાર એક છે, તેમ અજ્ઞાન પણ એક છે જે ઘરમાં દિવો થાય તે ઘરનો અંધકાર દૂર થાય છે. પછી અંધકાર કયાં ગયો તેનો વિચાર શુદ્ધાં આવશે નહિ. તેમ જે અંતઃકરણમાં જ્ઞાન થાય છે તે અંતઃકરણ મુક્ત થાય છે; પછી અજ્ઞાન કયાં ગયું તેનો વિચાર શુધ્ધાં આવશે નહિ. વિશેષ સમજને માટે જેમ આકાશમાં નિલપણાનો ભાસ, દોરીમાં સર્પનો ભાસ, છીપમાં રૂપાનો ભાસ, મિથ્યા છતાં ભાસે છે, અને આકાશ દોરી અને છીપનું જ્ઞાન થતાં એ મિથ્યા જ્ઞાન અને તેનું કાર્ય નિલપણું સર્પ અને રૂપું કયાં ગયાં તેનો વિચાર શુદ્ધાં આવશે નહિ. તેમ પોતાનાં શુદ્ધ સ્વરૂપનું જ્ઞાન થતાં એ મિથ્યા જ્ઞાન અને તેનું કાર્ય જગત કયાં ગયાં એનો વિચાર શુદ્ધાં આવશે નહિ; એ

અજ્ઞાનની નિવૃત્તિનું જ્ઞાન કેમ થાય? યથાર્થ વિચાર કરવાથી એવા વિચાર કેમ થાય? શ્રુતિકૃપાથી શ્રુતિકૃપા કેમ થાય? ગુરૂકૃપાથી ગુરૂકૃપા કેમ થાય? ઇશ્વરકૃપાથી ઇશ્વર કૃપા કેમ થાય? યથાર્થ સ્વધર્મનું આચરણ કરવાથી **શ્રી શંકરાચાર્ય** ભગવાન કહે છે કે વર્ણાશ્રમનાં ધર્મ પાળવાથી ઇશ્વર પ્રસન્ન થાય છે.

શ્રુતિ કહે છે કે મારા પરમપ્રિય મુમુક્ષુ આત્માઓ ઉઠો, જાગો,સાવધાન થાઓ. અને આળસ પ્રમાદ તજીને ધર્મનું આચરણ કરો. કેમકે આ પ્રતિત થતું શરીર અનિત્ય છે. વૈભવો નાશવંત છે. રોજ રોજ મૃત્યુની સમીપ જવાય છે; માટે ધર્મનો સંગ્રહ કરવો ત્યારે ધર્મ એટલે શું? જે નિયમોનુ યથાર્થ આચરણ કરવાથી ઇશ્વરકૃપાથી, ગુરૂકૃપાથી, તથા શ્રુતિકૃપાથી વિચાર દ્વારા સ્વસ્વરૂપનું જ્ઞાન થાય, તેનું નામ ધર્મ. એ ધર્મ બે પ્રકારના છે. (૧) સામાન્ય (૨) વિશેષ.

**સામાન્ય ધર્મનું સ્વરૂપ નીચે પ્રમાણે છે:—**

ત્રિદંડ સંન્યાસ—મન, વાણી અને શરીર ત્રણેને વશ રાખવાં તે. ને તે દરેક મનુષ્ય ધારણ કરી શકે છે.

અહિંસા—મન, વાણી અને શરીરથી કોઈ પણ પ્રાણીનો ઘાત કરવો નહિ તથા દુઃખ દેવું નહિ.

સત્ય—મન, વાણી અને શરીરથી અપ્રિય, અહિતકર અને અસત્ય નહિ બોલવું પણ પ્રિય, હિતકર અને સત્યજ બોલવું.

અસ્તેય—મન, વાણી અને શરીરથી પારકી વસ્તુ ગ્રહણ કરવી નહિ અને તે મેળવવા ઇચ્છા પણ કરવી નહિ.

બ્રહ્મચર્ય—મન, વાણી અને શરીરથી પરસ્ત્રી ગમન કરવું નહિ અને સ્વસ્ત્રીમાં પણ રૂતુ કાળે ગમન કરવું અન્યથા નહિ.

ક્ષમા—મન, વાણી અને શરીરથી આપણું અહિત કરનાર ઉપર પણ ક્રોધ કરવો નહિ.

દયા—મન, વાણી અને શરીરથી પ્રાણી માત્ર ઉપર કરૂણા દૃષ્ટિ રાખવી.

આર્જવ—મન, વાણી અને શરીરથી સર્વ પ્રાણી માત્ર સાથે સરળતાથી વર્તવું.

શૌચ—મન, વાણી તથા શરીરથી પવિત્ર રહેવું.

તપ—મન, ઇંદ્રિય અને શરીરનો સંયમ રાખવો.

જપ—પોતાના ઇષ્ટ મંત્રનું સ્મરણ કરવું.

સંતોષ—ઉદ્યોગ કરતાં પ્રારબ્ધાનુસાર જે મળે તેથી રાજી રહેવું.

આસ્તિક્ય—ઈશ્વર અને ગુરૂ ઉપર ભક્તિભાવ રાખવો.

દાન—મન, વાણી અને શરીરથી સુપાત્રને અન્ન વસ્ત્રાદિક આપવાં.

ઇશ્વર પૂજન—જગતના પ્રાણીમાત્રને ઇશ્વરરૂપે જોવાં તે.

પોતાનાં માતા પિતાને દેવોની માફક પૂજવાં. લોક-નિંદા કરવી નહિ. જીહ્વા ઉપસ્થને વશ રાખવાં. બની શકે

એટલો પરોપકાર કરવો કોઈના દોષ નહિ જોતાં પોતાનાજ દોષ જોવા. પોતાને માટે પંડિત થવું પારકાને માટે નહિ. કોઈ પણ પ્રાણીને ભય આપવો નહિ. કામ ક્રોધાદિને વશ થવું નહિ. આપતિકાળમાં ધૈર્ય રાખવું. કોઈ પણ પ્રકારનો અહં-ભાવ આવવા દેવો નહિ. કોઇની આજીવિકાનું છેદન કરવું નહિ. છળકપટ કરવાં નહિ. ચિત્તનું સંશોધન કરવું વિગેરે સામાન્ય ધર્મ છે. એ સામાન્ય ધર્મ હિન્દુ, મુસલમાન, પારસી, ઇંગ્રેજ, બૌધ, જૈન, સ્ત્રી આદિ બધાનો એક સરખો છે.

૨ વિશેષ ધર્મ—જેણે જે ધર્મનું અભિમાન કરીને અંગિકાર કર્યો હોય તે તેનો વિશેષ ધર્મ છે. શ્રુતિ કહે છે કે ઇશ્વરના મુખમાંથી બ્રાહ્મણો, બાહુમાંથી ક્ષત્રિઓ, ઉરુ-માંથી વૈશ્યો, પાદ તળમાંથી શુદ્રો ઉત્પન્ન થયા છે, શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કે ચાર વર્ણ મેં રચી છે. અને તેનાં ધર્મો પણ મેંજ રચ્યા છે. અને સ્વધર્મમાં શ્રેય છે. પરધર્મમાં ભય છે.

બ્રાહ્મણોના નવ ધર્મ છે. આધ્યાત્મિક વિદ્યા ભણવી અને તે ક્ષત્રિય વૈશ્યને ભણાવવી વિગેરે ધર્મો ગીતાજીમાં બતાવ્યા છે.

ક્ષત્રિયોના સાત ધર્મ છે—આધ્યાત્મિક વિદ્યા ભણવી અને ગૌબ્રાહ્મણાદિકનું રક્ષણ કરવું; વિગેરે ગીતાજીમાં બતાવ્યા છે.

વૈશ્યોનાં ત્રણ ધર્મ છે—કૃષી, ગૌરક્ષા અને વાણિજ્યથી ધન ઉપાર્જન કરી બધી વર્ણોનું રક્ષણ કરવું, અને આધ્યાત્મિક વિદ્યા ભણવી.

શુદ્રોએ ત્રણે વર્ણોની સેવા કરવી, અને ઇશ્વરભજન કરવું એ એનો ધર્મ છે.

ઉપર પ્રમાણે જણાવેલા વર્ણાશ્રમના ધર્મો પાળવાથી દરેકને સરખોજ લાભ મળે છે. (એટલે અંતઃકરણ શુદ્ધ થાય છે) શ્રુતિ, ભગવતિ કહે છે કે સ્ત્રીને પુરૂષે તેના ધર્મ સમજાવવા જોઈએ. સ્ત્રી સ્વતંત્ર નથી. સ્ત્રીને તેના પતિજ પરમેશ્વર છે. માટે પુરૂષોએ બોધ કરવો કે સીતા, દ્રૌપદી, દમયંતી વિગેરે સ્ત્રીઓએ પોતાનાં પતિની સાથે વનમાં જઇ મનમાં જરા પણ ખેદ નહિ લાવતાં તેઓની સેવા કરી છે. અને પતિભક્તિથી પતિની સાથે જ્ઞાન પ્રાપ્ત કરીને મુક્ત થઇ છે. માટે પુરૂષે સ્ત્રી રૂપી ક્ષેત્રને અધ્યાત્મિક જ્ઞાન આપીને કેળવવી જોઇએ. કેમકે આખા જગતનો આધાર એમના ઉપરજ છે. જેમ શુદ્ધ ક્ષેત્રમાં રોપાયલું બીજ સારૂં ફળ આપે છે; તેમ એવી પવિત્ર સ્ત્રીઓમાંથી ઉત્તમ પુરૂષો ઉત્પન્ન થાય છે. જેવા કે ધ્રુવ, અમરીષ, પ્રલ્હાદ આદિ ભકતો તથા શુક; વામદેવાદિક જ્ઞાની મહાત્માઓ ઉત્પન્ન થયા છે. એવી અધ્યાત્મિક જ્ઞાનને પ્રાપ્ત થયેલી સ્ત્રીઓ પોતાનું અને પોતાનાં પતિઓનું પણ રક્ષણ કરી શકે છે. જેવી કે ચુડાલા,

મદાલશાએ પોતાના પતિની સાથે વનમાં જઈ આધ્યાત્મિક જ્ઞાન આપી પતિની સાથે મુકત થઈ છે. કોઇ ઠેકાણે સ્ત્રીની નિંદા કરી છે; તે ફક્ત વિષયાસકત સ્ત્રીઓને માટે છે, પણ ધર્મપરાયણ સ્ત્રીઓને માટે નહિ. તેમ વિષયસકત પુરૂષની પણ નિંદા કરી છે

યાજ્ઞવલ્ક મુનિએ સંન્યાસ લેવા પહેલાં મૈત્રેયીને કહ્યું કે આ કાત્યાયિનીથી તને ધનનો વિભાગ કરી આપું. ત્યારે મૈત્રેયીએ કહ્યું કે હે ભગવાન્! હું એનાથી અમર થઇશ? યાજ્ઞવલ્કયે કહ્યું કે એનાથી અમર ન થવાય એનાથી તારૂં જીવનજ ચાલશે ત્યારે હે ભગવાન્! એ ધનને હું શું કરૂં? જેનાથી અમર થવાય તે વસ્તુ આપો. પછી યાજ્ઞવલ્કય પાસે જ્ઞાન પ્રાપ્ત કરી અલિંગ સંન્યાસ (અંતરબહાર કામાદિ વાસનાનો ત્યાગ) લઇ જીવન મુક્ત થઇ છે. ગાર્ગી તો સાક્ષાત્ બ્રહ્મ વેત્તાજ હતી. માટે દરેક સ્ત્રીયે તેમના જેવી થવાની ઇચ્છા કરવી.

વિધવા સ્રીના ધર્મ સંન્યાસીના જેવા છે. વિધવા સ્રીએ કેશ રાખવા નહિ, પુરૂષનો સંગ કરવો નહિ, સુવર્ણને પોતાના શરીર પર ધારણ કરવું નહિ, પાન ખાવું નહિ, બહુજ સાદું જીવન ગાળવું, અને ઇશ્વર પરાયણ રહેવું.

આશ્રમ ધર્મ નીચે પ્રમાણે છે—

બ્રાહ્મણોના ચાર આશ્રમ છે. ૧ બ્રહ્મચર્ય, ૨ ગ્રહસ્થ,

૩ વાનપ્રસ્થ અને ૪ સંન્યાસ.

ક્ષત્રીઓનાં ત્રણ આશ્રમ છે. ૧ બ્રહ્મચર્ય, ૨, ગ્રહસ્થ, ૩ વાનપ્રસ્થ વૈશ્યોનાં બે આશ્રમ છે ૧ બ્રહ્મચર્ય, ૨ ગ્રહસ્થ શુદ્રોનો એક આશ્રમ છે તે ગ્રહસ્થાશ્રમ.

બ્રહ્મચારીનાં ધર્મો:—બ્રહ્મચર્ય પાળવું, વેદ ભણવો, ગુરૂસેવા કરવી અને સર્વને બ્રહ્મમય જોવું.

ગૃહસ્થોના ધર્મ:—અધ્યાત્મિક વિદ્યા ભણવી, યજ્ઞાદિ કરવાં અને સંન્યાસી બ્રહ્મચારી અતિથીને ભિક્ષા કરાવવી અને વસ્ત્રાદિક આપી રક્ષણ કરવું.

વાનપ્રસ્થનાં ધર્મ:—સ્ત્રીની સાથે વનમાં જઇને ઈશ્વર પરાયણ રહી મનમાં કામાદિ વિકાર થવા દેવો નહિ.

સંન્યાસનાં ધર્મ:—આગળ કહેવાશે.

ઉપર પ્રમાણેનાં વર્ણાશ્રમનાં ધર્મો યથાર્થ પાલન કરવાથી અંત:કરણ શુદ્ધ થશે.

## ઈશ્વરના સામાન્ય સ્વરૂપનો વિચાર.

સામાન્ય સ્વરૂપતો દરેક પ્રાણીને સરખુંજ છે અને તે બ્રહ્મ ગુણાતિત છે, અદ્વિતિય છે, અને જ્ઞાન સ્વરૂપ છે. સદ્રૂપ, ચિદ્રૂપ, આનંદ સ્વરૂપ છે, કૂટસ્થ બ્રહ્મ સ્વરૂપ છે.

## ઈશ્વરના વિશેષ સ્વરૂપનોવિચાર.

વિશેષ રૂપ એટલે માયા ઉપાધિવાળું ચેતન. (સગુણ બ્રહ્મ) નિર્ગુણ અને સગુણ બ્રહ્મનો ભેદ પાણી અને બરફના

જેવો છે. પાણીએ નિર્ગુણ **બ્રહ્મ** છે. અને બરફ એ સગુણ **બ્રહ્મ** છે. જેમ બરફ પાણીરૂપજ છે; તેમ સગુણ **બ્રહ્મ** (ઇશ્વર) **બ્રહ્મ** રૂપજ છે; અને બોધ થાય તે સગુણ **બ્રહ્મમાં** જ થાય છે. **નિર્ગુણ બ્રહ્મ** તો બોધ સ્વરૂપજ છે. શ્રુતિ કહે છે કે ઇશ્વરજ અનેક પ્રકારે પ્રકાશી રહ્યા છે. જેમ સુવર્ણ અનેક પ્રકારના અલંકાર રૂપે દેખાય છે, પણ વિચાર કરવાથી એક સુવર્ણજ છે; તેમ ઇશ્વરજ નાના પ્રકારના જગત રૂપે પ્રકાશે છે. પણ તે વિચાર કરવાથી એક ઇશ્વરજ છે. એજ ઇશ્વરના અનેક નામો આપીને દરેક ધર્મના મનુષ્યો તેને ભજે છે. કોઇ શિવ, કોઇ વિષ્ણુ, કોઇ ગણેશ, કોઈ દુર્ગા, કોઈ સૂર્ય, કોઇ રામ, કોઇ કૃષ્ણ, કોઈ અલ્લા, કોઈ ખુદા. કોઇ ઈશુ વિગેરે નામો આપીને ભક્તિ કરે છે; આવી રીતે અનેક નામો ઇશ્વરનાંજ છે. જેમ આકાશને અનેક નામો આપીએ પણ મૂળ તો એક આકાશજ છે. જેમ આકાશમાં ઘટ મઠાદિ ઉપાધિ છે; તેમ ઇશ્વરનાં ઉપર પ્રમાણે નામોની ઉપાધિ છે. આકાશની ઘટ મઠાદિ ઉપાધિ દૂર કરવાથી જેમ એક આકાશજ અવશેષ રહે છે, તેમ શિવ, વિષ્ણુ વિગેરે નામો દૂર કરવાથી **બ્રહ્મજ** અવશેષ રહે છે. તે બ્રહ્મને અનેક નામ આપી ભક્તિ કરશો તો તે ભક્તિ **બ્રહ્મનીજ** થશે. માટે જેણે ઇશ્વરનું જે નામ આપ્યું હોય તે ઇશ્વરમયજ જગત છે, એમ જોવું. શિવના ભક્તો શિવનું નામ આપી

ભક્તિ કરે છે. તે પોતે અને આખા જગતના મનુષ્યાદિ
પ્રાણી માત્ર શિવરૂપજ છે. એમ જાણીને કોઈને દુઃખ દેવું નહિ,
એનું નામજ શિવભક્તિ છે. તેજ પ્રમાણે વિષ્ણુના ભકતો વિષ્ણુ
નામ આપી ભકિત કરે છે. તે પોતે અને આ જગતના
૧ મનુષ્યાદિ પ્રાણી માત્ર વિષ્ણુરૂપજ છે. એમ જાણીને કોઇને
દુઃખ ન દેવું એનું નામ વિષ્ણુ ભક્તિ છે. તેજ પ્રમાણે ગણેશ,
દુર્ગા, રામ, કૃષ્ણાદિમાં પણ સમજવું. મુસલમાન ભકતો
અલ્લા નામ આપીને ભકિત કરે છે. તે પોતે અને આ આખા
જગતના મનુષ્યાદિ પ્રાણી માત્ર અલ્લાહરૂપજ છે. એમ જાણીને
કોઇને દુઃખ નહિ દેવું એનું નામજ અલ્લાહની ભકિત છે. ખુદાના
ભકતો ખુદાના નામ આપી ભકિત કરે છે; તે પોતે અને
આ જગતના મનુષ્યાદિ પ્રાણિ માત્ર ખુદારૂપજ છે; એમ
જાણી કોઈને દુઃખ દેવું નહિ. તે ખુદાની ભકિત છે. ઈશુના
ભકતો ઈશુ નામ આપી ભકિત કરે છે. તે પોતે અને આ
આખા જગતના મનુષ્યાદિ પ્રાણી માત્ર ઇશુ રૂપજ છે; એમ
જાણી કોઈને દુઃખ ન દેવું એનું નામજ ઈશુની ભકિત છે.
આવી રીતે ભકિત કરવાથી અંતઃકરણની સ્થીરતા થશે શ્રી
ભગવાને પણ કહ્યું છે કે સ્ત્રી વૈશ્ય અને શૂદ્ર પણ આવી
ભકિતથી મોક્ષગતિને પામે છે. તેમાં શ્રી ભગવાનનાં વચનનું
તાત્પર્ય ક્રમ મુકિતમાંજ છે. ભકિતથી ઈશ્વરકૃપા અને ઈશ્વ-
રકૃપાથી વિચાર અને વિચારથી જ્ઞાન. શ્રુતિ કહે છે કે જ્ઞાનથી
મુક્તિ થાય છે. પ્રતિબંધ દૂર થવાથી જ્ઞાન થશે. માટે

અયોગ્ય ઉતાવળ કરવાનું શું કામ છે? શ્રી ભગવાને બહુ જન્મનાન્તે પ્રતિબંધ દૂર થવાથી જ્ઞાન થાય છે; એમ કહ્યું છે કે એ પ્રતિબંધ વામદેવને એક જન્મનો હતો. ભરતને ત્રણ જન્મનો હતો. અને એથી પણ કોઇને વધારે પ્રતિબંધ હોય તો ઘણા જન્મને અન્તે જ્ઞાન થઇને મોક્ષ થાય છે. ઉપર જણાવેલા સામાન્ય અને વિશેષ ધર્મ અને પોતે માનેલા ઇશ્વરની ભક્તિ (નિષ્કામકર્મ તથા નિષ્કામ ઉપાસના) બન્ને સાથે મેળ કરીને કરવાથી અંતઃકરણની સ્થિરતા થશે. માટે કોઇએ કોઇના ધર્મની તથા ઇશ્વરની નિંદા કરવી નહી; જેમ પાણીને કોઇ પાણી કહે કોઇ આપ કહે કોઇ જલ કહે કોઇ વોટર કહે પણ એ બધાં નામો પાણીનાજ છે અને બધાની તરસ સરખી છીપે છે. તેમ ઉપર જણાવેલાં નામો ઇશ્વરનાંજ છે અને ફળ બધાને સરખુંજ છે, એટલે ઇશ્વરના અનુગ્રહથી વિવેકાદિ સાધનો પ્રાપ્ત થશે. એમ **શ્રી શંકરાચાર્ય ભગવાને** અપરોક્ષનુભૂતિમાં કહેલું છે. તથા અવધુત ભગવાને કહ્યું છે કે, ઇશ્વરના અનુગ્રહથી પુરૂષોને અદ્વૈત ભાવના ઉત્પન્ન થાય છે.

ગુરૂજનો, સંન્યાસી, સાધુ, ત્યાગીઓનો નિવૃત્તિ ધર્મ છે. શ્રી ભગવાન કહે છે કે સ્વધર્મમાંજ શ્રેય છે. પરધર્મમાં ભય છે. આપણો ઓછાગુણવાળો હોય, તો પણ આપણે માટે તે સારો છે, બીજાનો ભયવાળો છે. જેમ કપુરનો હાર

રાજાની રાણીને શોભે, બીજી સાધારણ સ્ત્રીને નહિ શોભે. કેમકે સાધારણ સ્ત્રીને રસોઇનું કામ કરવાનું હોવાથી અગ્નિથી બળીમરવાનો ભય છે. વખતે અગ્નિ ફુંકવાથી બળી પણ મરાય. માટે આપણો પોતાનો ધર્મ છોડીને શ્રી ભગવાનની આજ્ઞાનું ઉલંઘન શું કામ કરવું ? નજ કરવું. મનમાં અભિમાન પોતાના ધર્મનું છે; અને આચરણ બીજાના ધર્મનું કરવું એ બહુજ વિરૂદ્ધ વાત છે. શ્રુતિમાતા પોતાના બાળકોની સ્વધર્મમાંથી વિમુખતા જોઇને બહુજ કરૂણા દૃષ્ટિથી કહે છે કે અરે તમને પોતાના ધર્મમાં કેમ વિશ્વાસ નથી ! આ સમય ઘણોજ સારો છે. તમને તમારા ધર્મમાં કોઇ હાનિ કરનાર નથી. તમે દેશ પરદેશ ફરોછો, અનેક તીર્થોની જાત્રા કરોછો. નિર્ભય થઇને ફરો છો, તમને સંતમહાત્માઓ ઘેર બેઠાં આવી મળે છે. અધ્યાત્મિક પુસ્તકો જોઇએ તેટલાં વાંચવાનાં મળે છે. આટલી બધી અનુકુળતા છતાં તમે આવું અમૂલ્ય મનુષ્યજીવન શું કામ વ્યર્થ ગુમાવો છો ? તમને ઇશ્વરના વચનમાં કેમ વિશ્વાસ નથી આવતો ? માટે મનની નબળાઇ દૂર કરીને નાના પ્રકારના વૈભવો, અને વિષયાસક્તિમાં દોષ જોઇને વિરક્તિ પ્રાપ્ત કરો. ઉપર પ્રમાણે નિષ્કામ ભાવથી સ્વધર્માચરણ ( નિષ્કામકર્મ ) અને નિષ્કામ ઇશ્વરની ભક્તિ ( નિષ્કામ ઉપાસના ) બંને સાથે મેળ કરીને કરશો, તો તમારા ઉપર ઇશ્વરનો અનુગ્રહ થશે. તેથી વિવેકાદિ સાધનની પ્રાપ્તિ થશે.

## વિવેકાદિ સાધનો નિચે પ્રમાણે—

વિવેક—આત્મા સત્ય છે, અને જગત્ મિથ્યા છે. એવો વિચાર કરવો એનું નામ વિવેક.

વૈરાગ્ય—આ લોક અને પરલોકના ભોગોમાં અનાસક્તિ તેનું નામ વૈરાગ્ય.

શમ—મનની શાંતિ.

દમ—ઇંદ્રિયોનો નિગ્રહ.

શ્રદ્ધા—ગુરૂશાસ્ત્રમાં વિશ્વાસ.

સમાધાન—ચિત્તની ઈશ્વરમાં એકાગ્રતા.

ઉપરતિ—વિષયોથી ઉપરામ પામવું

તિતિક્ષા—માન, અપમાન, શિતોષ્ણ, સુખ દુઃખ આદિ સહન કરવાં તે.

મુમુક્ષુતા—બ્રહ્માત્માને જાણવાની તિવ્ર ઇચ્છા.

જ્ઞાન પ્રાપ્તિને માટે કોઇ વર્ણાશ્રમનો નિયમ નથી. પણ વિવેકાદિ સાધનનીજ મુખ્ય જરૂર છે. અલિંગ સંન્યાસ (અંતરબહાર કામાદિ વાસનાનો ત્યાગ) મુખ્ય છે. તે કોઇ પણ વર્ણ ધારણ કરી શકે છે.

શ્રુતિ કહે છે કે ઉપર બતાવેલા અધિકારી શ્રોત્રિય બ્રહ્મ નિષ્ઠ અને કૃપાળુ ગુરૂની સમીપ જઈ, તેઓશ્રીની અનુમતિ મેળવી પુત્ર, વિત્ત, લોક એ ત્રણે એષણાઓનો

ત્યાગ કરી: વિધિપૂર્વક સર્વ કર્મોનો ત્યાગ કરીને, વિવિધદશા (આત્મજ્ઞાન પ્રાપ્તિને માટે) સંન્યાસને માટે ગુરૂશ્રી પાસે મહાવાક્યનો બોધ લઈ, દંડ, કૌપીનાદિ ધારણ કરી ભિક્ષાવૃત્તિથી રહેવું, અને વેદાંતનું શ્રવણ, મનન નિદિધ્યાસન કરવું અને
૧ પ્રણવનું ચિંતન કરવું. મૂળ શ્રુતિમાં તો ઉપર કહ્યા તેટલાજ ધર્મ છે. પણ પૂરેપૂરો અધિકાર મેળવ્યા વિના સંન્યાસ લીધેલો હોય; તેને માટે વિશેષ ધર્મ લખ્યા છે. સંન્યાસીએ પોતે સંન્યાસ લીધો તે વખતનો વિચાર સદા કરવો. સંન્યાસનું અભિમાન કરીને કોઇનો તિરસ્કાર નહી કરવો પણ સંન્યાસના ધર્મ પાળવા. સંન્યાસીના દેવ પોતાના આત્મા છે. એટલે દેવપૂજન વ્રતાદિ કરવાની જરૂર નથી. કરે તો એની ઇચ્છા સ્ત્રીનો સંસર્ગ કરવો નહિ. દ્રવ્ય સંચય કરવો નહિ. સર્વ ભૂતોને અભય આપવો, કોઈ પણ જીવોનાં વાહન ઉપર બેસવું નહિ. બહુજ સાદું અને સરળ જીવન વ્યતીત કરવું. એના વિશેષ ધર્મને માટે યતિધર્મ નિરૂપણ ગ્રન્થ જોવો. વિના અધિકારે કોઇએ સંન્યાસ લેવો નહિ. કેમકે સંન્યાસનું ફળ અધિકાર વિના મળશેજ નહિ; પણ મોટી હાનિ થશે. માટે કોઇએ સાહસ કરીને સંન્યાસ લેવો નહિ. લિંગ સંન્યાસ તો અનુકુળના માટે છે. લિંગ સંન્યાસ અલિંગ સંન્યાસ સહિત હોય તો શ્રેષ્ઠ છે તે બ્રાહ્મણને માટેજ છે. આ વિવિધદશા સંન્યાસ જ્ઞાન પ્રાપ્તિને માટે છે. અને એ.

જ્ઞાનાશ્રમ છે. અને વિદ્વત્ સંન્યાસ ફળ રૂપ છે. ક્ષત્રિય, વૈશ્યાદિ જો લિંગ સંન્યાસનો અંગિકાર કરે તો પ્રજાપાલનાદિ અને દ્રવ્ય ઉપાર્જનાદિ કોણ કરે ? એ યુક્તિ વિરૂદ્ધ છે. શ્રુતિએ બ્રાહ્મણોનેજ લિંગ સંન્યાસ લેવા કહ્યું છે. એ ઉપર જણાવ્યુ છે. શ્રી ભગવાને અર્જુનને તું ક્ષત્રિય હોવાથી તારો આલિંગ સંન્યાસમાં અધિકાર નથી. એમ કહ્યું છે. ક્ષત્રિયો વીર સંન્યાસ ધારણ કરી શકે છે. એ વીર સંન્યાસ પાંડવોએ કર્યો હતો. વીર સંન્યાસ એટલે ( આત્મચિંતન કરતાં કરતાં ઉત્તર દિશામાં બરફના પ્રદેશમાં ચાલ્યા જવું. )

ઉપર પ્રમાણે સાધન સંપન્ન શિષ્યને ગુરૂ બોધ કરે છે. યુક્તિથી જીવ બ્રહ્મનું નિરૂપણ કરાય છે. નિત્ય તથા સ્વયં પ્રકાશ જ્ઞાનનો જાગ્રતાદિક અવસ્થાઓમાં અભેદ અને જાગ્રતાદીક અવસ્થાઓનો ભેદ છે. તેમજ અન્યત્ર દિવસ, માસ, યુગ, કલ્પમાં જ્ઞાન એકજ છે. અને અવસ્થાઓનો ભેદ છે. તેથી જ્ઞાન એજ આત્મા છે. ને પરમાનંદ છે. એ પ્રકારે યુક્તિથી આત્મા સત્, ચિત્ અને પરમાનંદ સ્વરૂપ છે. અને તેવા પ્રકારનું પર બ્રહ્મ છે. એ ઉપરથી શિષ્ય શંકા કરે છે કે આત્માની પરમાનંદતાનું ભાન હોય તો વિષયમાં પ્રીતિ થાય નહિ. અને આત્માની પરમાનંદતાનું અભાન હોય તો આત્મા વિષે પ્રેમ થાય નહિ. એટલા માટે આત્માની પરમાનંદતા ભાન છતાં ભાસતી નથી.

ગુરૂ સમાધાન કરે છે; કે ઘણા વિદ્યાર્થીઓની મધ્યમાં રહેલા પોતાના પુત્રનો અવાજ અધ્યયન રૂપ પ્રતિબંધને લીધે ભાન છતાં ભાસતો નથી. તેમ અહિંયાં પણ વિપરીત જ્ઞાનનું કારણ અનાદિ કાળની વાસના છે ચિદાનંદ બ્રહ્મના પ્રતિબિંબ વાળી અને સત્વાદિ ગુણવાળી પ્રકૃિત છે. તે બે પ્રકારની છે. શુદ્ધ, સત્વગુણ પ્રકૃિતમાં જે ચેતનનું પ્રતિબિંબ તે માયાવિ ઈશ્વર કહેવાય છે. મિલન સત્વગુણમા જે ચેતનનું પ્રતિબિંબ પડે છે; તે જીવ કહેવાય છે. પછી તામસી માયાને અંગિકાર કરીને પરમાત્માએ પંચ ભૌતિક સૃષ્ટિ રચી. ઇશ્વરની રચેલી સૃષ્ટિ નિર્વિકારી છે, તેમાં જીવે પોતાના ભોગને માટે વિકારી જગત્ રચ્યું છે. ઇશ્વરનું રચેલું જગત કોઇને દુઃખ કર્તા નથી. જીવનું જગતજ દુઃખ કર્તા છે. માટે તેની નિવૃત્તિ કરવી જોઇએ. તેમાં લિંગ શરીરનો વ્યષ્ટિજીવ તૈજસ થાય છે. અને સમષ્ટિ હિરણ્યગર્ભ થાય છે. અને સ્થૂલ શરીરાભિમાની વ્યષ્ટિ જીવ વિશ્વ અને સમષ્ટિ વિરાટ્ થાય છે. તે વિશ્વ નામના જીવો અજ્ઞાનને લઇને જન્મ મરણને પ્રાપ્ત થયા કરે છે. તે જીવ ઘણાં પુણ્યનાં સંસ્કારને લઇને જ્ઞાની આચાર્ય પાસેથી ઉપદેશ ગ્રહણ કરી, પંચકોશાદિનો વિચાર કરી હું અને મારૂં તથા રાગદ્વેષાદિ વાસનાને છોડીને મુક્ત થાય છે. આટલે સુધી યુક્તિથી જીવ બ્રહ્મની એકતા પ્રતિપાદન કરી છે.

હવે શ્રુતિથી જીવ બ્રહ્મની એકતા મહાવાક્ય વડે પ્રતિપાદન કરાય છે. શ્રુતિ કહે છે કે માયા આભાસે કરીને ઇશ્વર અને જીવ ભાવની પ્રતિની કરાવે છે. માયા અને અવિદ્યા સ્વયં થાય છે. ઈશ્વરભાવ માયા ઉપાધિવાળો છે. અને જીવ ભાવ અવિદ્યા ઉપાધિવાળો છે. એ માયાનું સ્વરૂપ સમજાવતાં **શ્રીશંકરાચાર્ય** ભગવાન કહે છે કે, અવ્યક્ત નામવાળી અનાદિ અવિદ્યા રૂપ ત્રણ ગુણ રૂપ કાર્યોથી પર સુબુદ્ધિવાળા વડે કાર્યોથી અનુમાનમાં આવનારી **પરમેશ્વરની** શક્તિ માયા છે. જે માયા વડે આ સઘળું જગત ઉત્પન્ન થાય છે; એ માયા સત્ પણ નથી. અસત્ પણ નથી. અને સત્ અસત્ એવા ઉભય રૂપવાળી પણ નથી. ભિન્ન પણ નથી. અભિન્ન પણ નથી. તથા ભિન્નાભિન્ન ઉભય રૂપવાળી પણ નથી. વળી તે સાવયવ પણ નથી. નિરવયવ પણ નથી. અને સાવયવ અને નિરયવ ઉભય રૂપવાળી પણ નથી. પણ તે મહા અદભૂત અને અનિર્વચનીય રૂપવાળી છે, અને તે માયાનું સ્વરૂપ ઇંદ્રજાલીમાં પ્રત્યક્ષ દેખાય છે. અને એ માય નહિ ઘટે તેવું ઘટાવવામાં ચતુર છે. જીવભાવ અવિદ્યા ઉપાધિવાળો છે. અને ઈશ્વરભાવ માયા ઉપાધિવાળો છે. જેમ આકાશમાંથી ઘટમઠાદિ ઉપાધિ દૂર કરવાથી એક આકાશજ અવશેષ રહે છે; તેમ જીવની અવિદ્યા ઉપાધિ અને ઇશ્વરની માયાઉપાધિ બન્ને દૂર કરવાથી એક બ્રહ્મજ અવશેષ રહે

છે. આવું જે જ્ઞાન થવું તેને પરોક્ષ જ્ઞાન કહે છે. શ્રુતિ કહે છે કે જ્ઞાન પ્રાપ્ત કરવું, એ ઉપચાર માત્ર છે. જ્ઞાન તો નિત્ય પ્રાપ્તજ છે. અર્થાત્ આત્માજ જ્ઞાન સ્વરૂપ છે. એની પ્રાપ્તિ કરવાને માટે એક માંડૂક્ય ઉપનિષદ્ પૂરતી છે. પણ જ્ઞાન પ્રાપ્ત કરવાનાં સાધનોજ કઠિણ છે. એ સાધનોની અપ્રાપ્તિને લઇનેજ મુમુક્ષુઓને જ્ઞાન મેળવવું કઠિણ થઇ પડયું છે. માટે મુમુક્ષુઓએ સાધન સંપન્ન થઇને જ્ઞાનને માટે પ્રયાસ કરવો. સાધન પ્રાપ્ત થશે એટલે જ્ઞાન બહુજ સુગમ રીતે થશે. માટે મુમુક્ષુઓએ જ્ઞાનની વાતો ન કરતાં. જ્ઞાન પ્રાપ્તિનોજ અભ્યાસ કરવો. પછી અપરોક્ષ જ્ઞાનને માટે પોતાનાં **પ્રત્યક આત્માને બ્રહ્મનું** અભેદ રૂપે ચિંતન કરવાથી અભ્યાસની પરિપકવતા એ નિર્વિકલ્પ સમાધી (અપરોક્ષ જ્ઞાન) થશે. નિર્વિકલ્પ સમાધિથી **બ્રહ્માનુભવ** થવાથી જીવનમુક્ત દશા પ્રાપ્ત થશે. જીવનમુક્તનો અહં ભાવ નષ્ટ થયો છે. પણ સત્વ (મૂળ અંતઃકરણ એ અંતઃકરણ આકાશનાં સત્વગુણનું કાર્ય છે જેમ આકાશ તત્વ શાંત છે; તેમ મૂળ અંતઃકરણ પણ શાંત છે.) પ્રારબ્ધ પર્યંત રહેશે. એ જીવનમુક્ત પ્રારબ્ધ પર્યંત ઇશ્વરના જગતમાં રહેશે જીવનમુકતની સ્વદૃષ્ટિમાં કોઈ પણ કર્મ પ્રતિત થતું નથી; પણ બીજાની દૃષ્ટિથી દેખાય છે. જેમ વાંદરાઓએ કલ્પેલા ચણોઠીના અગ્નિથી બીજા કોઈ પદાર્થ બળી શકતા

નથી; તેમ બીજાના આરોપાયલા કર્મથી જીવનમુક્તને કોઈ પણ કર્મનો બાધ નથી. એ જીવનમુક્તના શરીરના પ્રારબ્ધ કર્મના શેષથી બાધિતાનુ વૃત્તિથી કર્માભાસ પ્રારબ્ધ પર્યંત રહેશે. જીવનમુક્ત જગતને મિથ્યા રૂપે અને આત્માને સત્ય રૂપે જોઇને વ્યવહાર કરે છે. જીવનમુક્તનું શરીર કુંભારનાં ચક્રની પેઠે પ્રારબ્ધ પર્યંત રહેશે. જીવનમુક્તની અવિદ્યા નિવૃત્ત થઇ છે. પણ પ્રારબ્ધ કર્મ રૂપી દિવેટ અસ્તિત્વમાં છે; ત્યાં સુધી શરીર રહેશે. પ્રારબ્ધની સમાપ્તિ એ જેમ મીઠાનો ગાંગડો સમુદ્રમાં નાખવાથી સમુદ્રરૂપ થઇ જાય છે; તેમ જીવનમુક્તનો આત્મા બ્રહ્મ સ્વરૂપે સ્થિત થવાથી વિદેહ કૈવલ્ય થશે. ઉપરના શ્રુતિનાં બોધને માટે વેદાંતના ત્રણ મુખ્ય ગ્રંથો છે. ૧ ઉપનિષદ્ **શાંકરભાષ્ય** ૨ શારિરીક **શાંકરભાષ્ય** ૩ ગીતા **શાંકરભાષ્ય** એ ત્રણ ગ્રન્થો મુખ્ય છે. તે ઉત્તમ અધિકારીથી સમજાય એવા છે. સામાન્ય મનુષ્યને સમજવા માટે શ્રુતિ તુલ્ય **શ્રીમુખે** કહેલી ભગવદ્‌ગીતા **શ્રી શંકરાચાર્ય** ભગવાનકૃત્ અપરોક્ષાનુભૂતિ, વિવેક ચૂડામણિ, વેદાન્ત કેશરી, સદાચાર, વાક્ય સુધા, આત્મબોધ, ઉપદેશ સહસ્ત્રિ વિગેરે ગ્રન્થો કોઇ સારા જ્ઞાની આચાર્ય પાસેથી સમજીને મનન વિચાર અને અભ્યાસ કરવાથી **બ્રહ્મ** સ્વરૂપની પ્રાપ્તિ થશે. માટે મુમુક્ષુઓએ સદા એ ગ્રંથો વિચારવા. જે મનુષ્યને લક્ષ્મી મળી છે; તેમણે આ

ઉપર જણાવેલા ગ્રંથો પોતાની ભાષામાં છપાવી જે મુમુક્ષુઓ માંગણી કરે, તેને વિના મૂલ્યે પોતાના આત્માસમાન જાણીને મોકલી આપવા; એના જેવો બીજો કોઇ પણ પરોપકાર નથી. માટે પોતાને મળેલી લક્ષ્મીનો સદ્‌ઉપયોગ કરવો. શ્રુતિની એવી આજ્ઞા છે. જે સ્ત્રીને લક્ષ્મી મળી હોય તેણે પણ ઉપર પ્રમાણે કરીને શ્રુતિ આજ્ઞાપાલન કરવી.

આ શ્રુતિબોધનો પ્રથમ આરંભ ઋગ્વેદની ઐતરેય ઉપનિષદ્‌થી કર્યો છે. માટે ઉપસંહાર પણ એજ શ્રુતિનાં મહાવાક્ય વડે કરાય છે. જે ચૈતન્યે કરીને પુરૂષ આ જગતને જુએ છે; સાંભળે છે, સુંગે છે, બોલે છે, સ્વાદુ અસ્વાદુ જાણે છે; તેને **પ્રજ્ઞાન** કહે છે. ચાર મુખવાળા **બ્રહ્મા** અને ઇંદ્રાદિ દેવોને વિષે, મનુષ્યોને વિષે, ગાય ઘોડાદિને વિષે, જે ચૈતન્ય છે; તે **બ્રહ્મ**જ છે. ઉપર જે પુરૂષ કહ્યો છે, તે અંતઃકરણની વૃત્તિઓ, પ્રાણો, ઇન્દ્રિયોનો અભિમાની અવિદ્યા ઉપાધિવાળો જીવ છે. અને જેમાં **બ્રહ્મા**થી કીટ પર્યંત જગતની ઉત્પત્તિ સ્થીતિ લય થાય છે; તે માયા ઉપાધિવાળા **ઈશ્વર** છે. જીવ ચેતનમાંથી અવિદ્યા અને તેનું કાર્ય અંતઃકરણની વૃત્તિઓ, પ્રાણો, ઇંદ્રિયોની ઉપાધિ દૂર કરવાથી અને ઈશ્વર ચેતનમાંથી માયા અને તેનું કાર્ય જગત્ ઉપાધિ દૂર કરવાથી **બ્રહ્મ**જ અવશેષ રહે છે; તેથી હું પ્રત્યક્ **આત્મા** (પ્રજ્ઞાન) **બ્રહ્મ**જ છું. સદ્‌રૂપ, ચિદ્‌રૂપ, આનંદરૂપ, જ્ઞાનસ્વરૂપ, કૂટસ્થ,

અખંડ એકરસ, અદ્વિતિય **પરમાત્માજ** છું. મહાવાકયના જ્ઞાનથીજ જીવભાવની નિવૃત્તિ થવાથી જીવનમુક્ત દશા થશે. અને પ્રારબ્ધની સમાપ્તિએ વિદેહ કૈવલ્ય થશે. જે **પર માત્માને** વાણી કથન કરી શકતી નથી. મન સંકલ્પ કરી શકતું નથી; તે **પરમાત્માને** મારા અભેદ રૂપે નમસ્કાર છે. ૐ શાંતિ થાઓ ૐ શાંતિ થાઓ ૐ શાંતિ થાઓ.

## વર્ણાશ્રમ ધર્મની એકતાનો વિચાર.

મારા પરમપ્રિય આત્માઓ! તમે તમારા આત્મબંધુઓને બોધ કરો છો કે આપણે બધા એક થાઓ. વર્ણાશ્રમનો ભેદ નથી. આપણે બધા એક સરખાજ છીએ. માટે ખાવાપીવાનો વ્યવહાર એક સરખી રીતે કરવામાં કોઈ જાતનો વાંધો નથી. પણ મારા આત્મબંધુઓ વિચાર કરો કે બધાના મનનો સ્વભાવ જુદો છે; માટે બાહ્ય વ્યવહારથી એકતા થશે નહિ. અને અજ્ઞાનીનાં હૃદય એક થશે પણ નહિ. પણ નીચે પ્રમાણેની યુક્તિથી એકતા થશે. જેમ એકજ પૃથ્વિમાંથી એક તો એ સ્થૂળ માટી, સુવર્ણ, કાચ, અને સૂર્યકાંત મણિ. એ બધાં એક માટીમાંથી થયાં છે. છતાં એમનો સ્વભાવ જુદો હોવાથી એકઠાં થશે નહિ. પણ એમાં પડેલા સૂર્યનો પ્રકાશ એક સરખોજ દેખાશે; તેમ માટી જેવા સ્થૂળ જીવો, સુવર્ણ જેવા તેનાથી ઉત્તમ, સામાન્ય જીવો, તેનાથી ઉત્તમ કાચ જેવા, મુમુક્ષુ જીવો, તેનાથી ઉત્તમ સૂર્યકાંત મણિ

જેવા તો સાક્ષાત્ બ્રહ્મવેત્તાજ છે. આ બધા જીવોની એકતા થશે નહિ. પણ એમાં આત્માનો જ્ઞાન સ્વરૂપ પ્રકાશ એક સરખોજ દેખાશે. પંડિતો આ પ્રમાણે સ્વાભાવિક રીતે જુએ છે. પણ અજ્ઞાનીઓને પોતાની બુદ્ધિના દોષને લઇને જણાતો નથી. માટે તેમણે હરેક પ્રાણીમાં આત્મા એકજ છે, એમ જોવાનો અભ્યાસ કરવો. અને કોઈ પણ મનુષ્યાદિ પ્રાણીને જરા પણ દુઃખ ન થાય; એવું વર્તન કરવું. એ પ્રમાણે એકતા થશે. બીજી રીતે નહિ. માટે જે કામ ન્યાયથી થતું હોય તે અન્યાયથી શું કામ કરવું ? નજ કરવું આવો આપણી શ્રુતિમાતાનો સંદેશો છે, તે મેં તમને કહ્યો છે. પછી તમારી જેવી ઇચ્છા હોય તેમ કરો.

## દેશ હિતેચ્છુ આત્માઓની એકતાનો વિચારઃ-

મારા પરમપ્રિય આત્માઓ તમે નિઃસ્વાર્થ ભાવથી તમારા આત્મબંધુઓનાં કલ્યાણને માટે પ્રયાસ કરો છો. એ કામ ઘણુંજ ઉત્તમ છે, અને તમે તમારા પુરૂષાર્થથી એ કામ પાર પાડશો. અને તમારા આત્મબંધુઓને એનો લાભ પણ મળશે. પણ તમારા બધા ભાઇઓનો એક સરખો સંપ નથી. વૈભવી વધારે થઇ ગયા છે. આપસમાં અદેખાઈ, ઇર્ષ્યા વધારે છે. અને તમારાં જેવાં એમનાં હૃદય પણ નથી. માટે તમારો મેળવેલો લાભ ટકી શકશે નહિ. જેમ બધી પૃથ્વી ચામડાંથી મઢાશે નહિ, પણ આપણે જોડા પહેરીશું તો આપણને

બધી પૃથ્વી ચામડાથી મઢાયલી લાગશે. માટે આપણે જોડા પહેરી લેવો અને આપણા આત્મબંધુઓ જોડા પહેરે તેવો પ્રયાસ કરવો અર્થાત્ તમારાં જેવાં એમનાં હૃદય થાય એવો પ્રયાસ કરો, કદાચ એમ પણ તમે કરીને તમારા આત્મબંધુઓને સુખી કરશો; પણ એ તો નાશવાન સુખ છે, દુઃખ મિશ્રિત સુખ છે, અને એને નાશ થવાના વિઘ્ન પણ ઘણાં છે. મનુષ્યનાં પ્રારબ્ધ પ્રમાણે દેશનું પણ પ્રારબ્ધ છે. તે દરેકને ભોગવવું પડે છે. તેનો ફેરફાર થયા કરે છે. માટે જે અવિનાશી સુખ છે; તેને માટે તમારા જેવા અધિકારી પુરૂષો જો પ્રયત્ન કરશો તો અવશ્ય સુખ મળશે. માટે અવિનાશી સુખને માટે તમે પ્રયત્ન કરો, અને તમારા આત્મબંધુઓ કરે, એવો તેમને બોધ કરો. મારા પરમપ્રિય આત્માઓ તમે ટુંકી દૃષ્ટિ દૂર કરીને બહુજ વિશાળ દૃષ્ટિથી જુઓ અને આ સમષ્ટિ જગતના આત્માઓ મારાજ છે, એવો સર્વાત્મ ભાવ પ્રાપ્ત કરો. તમે બીજાને ન જુઓ. બીજાથી ભય થાય છે. માટે એક આત્માનેજ જુઓ. બીજી અનાત્મ દૃષ્ટિને દૂર કરો. આ મિથ્યા સંસાર સાગરને તરવાને માટે એ પૂલ છે. માટે એવા નિત્ય સુખને માટે પ્રયાસ કરો. અને તમારા આત્મબંધુઓ પાસે કરાવો. એ સુખ તમારાથી ભિન્ન નથી; અર્થાત્ તમેજ સુખરૂપ છો, માટે સ્વધર્મ પારાયણ થઇને ઇશ્વરની ભકિત કરીને આ શ્રુતિ બોધનો મનન વિચાર અને

અભ્યાસ કરશો; તો તમને આત્માનુભવ થશે. અને જીવન મુકતનો લાભ મળશે. પછી પ્રારબ્ધ સમાપ્તિ થયે, વિદેહ મુક્ત થશો. આવો દિવ્ય સંદેશો આપણી શ્રુતિ માતાનો છે. તે મેં તમને કહ્યાં છે. અને મારી પણ ઇચ્છા છે કે, એ પ્રમાણે કરો. પછી તમારી જેવી ઇચ્છા. મને તો આવા વિચારથી સર્વાત્મભાવ દૃઢ થાય છે.

## સમષ્ટિ જગતના આત્માઓની એકતાનો વિચારઃ-

શ્રુતિ કહે છે કે મારા પરમપ્રિય આત્માઓ (બાળકો) હવે તમે કાંઇક જાગ્રત થયા છો. અને તમે તમારા પિતા (ઇશ્વર)નું ધન શોધીને નાના પ્રકારના ભૌતિક શાસ્ત્રોનું શોધન કરી. યાંત્રિક સાધનો દ્વારા તમારા દૂર દૂર વસતા આત્મબંધુઓને મળ્યા છો. અને તેમની સાથે નાના પ્રકારના વૈભવો ભોગવો છો. બધા ભાઇઓ નિર્ભય થઇને ફરો છો. આપત્તિ કાળમાં એક બીજાને મદદ કરો છો. તમારામાંથી કોઇ પૂરા જાગ્રત હતા, તે બોધ કરતા હતા. તે વખતે તમે ઉંઘમાં હતા; તેથી તમને લાભ મળી શકયો નહિ. હવે તમે કાંઇક વધારે જાગ્રત થયા છો અને તમારા જાગેલા ભાઈઓ ( આત્માઓ ) તમને બોધ કરે છે. પણ તમારામાં વિષયા શક્તિ વિશેષ હોવાથી એ બોધ સમજાતો નથી. માટે હવે તમે પૂરા જાગ્રત થાઓ. આવા તુચ્છ વિષય સુખની આસક્તિ છોડો. એ વિષયો તમે જેમ જેમ ભોગવશો તેમ તેમ વૃદ્ધિ

થશે. જેમ પ્રજવલિત અગ્નિમાં ઘી નાંખવાથી, અગ્નિ વૃદ્ધિ પામે છે તેમ. આવા તુચ્છ વિષય સુખને કયાં સુધી વળગી રહેશો ? આવા ક્ષણભંગુર શરીરનો શું ભરોસો છે ? જે સુખને માટે તમે અધિકાધિક પ્રયાસ કરો છો; તે સંસારમાં છેજ નહિ, સાચું સુખ તો તમારા પોતાના આત્મમાંજ છે. માટે આત્માનેજ જાણવાનો પ્રયાસ કરો. માટે વિષયાસક્તિ છોડી વિરક્તિ પ્રાપ્તિ કરો અને પરસ્પર કલેશ દૂર કરી રાગ દ્વેષ દૂર કરો. તમને જે મળેલું છે, તેમાં સંતોષ માનો. એક બીજા સાથે આંતરિક વૈર હોય તે છોડીને ભ્રાતૃભાવથી વર્તો. શ્રુતિ કહે છે આ એક આત્માવાળું જગત છે. તે આત્માનેજ જાણો. એવો સર્વાત્મા ભાવ પ્રાપ્ત કરો. હું અને આ સમષ્ટિ જગતના આત્માઓ મારાજ છે. અને તે આત્મા જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિમાં એકજ છે. એ ત્રણે ઉપાધિ દૂર કરવાથી તુરીયા રૂપે રહેશો, અને પછી તુરીયાતીત થશો. માટે તમારા પિતાનું (બ્રહ્મ) સાચું સુખ છે. તેની ઇચ્છા કરો એ સુખનું વર્ણન કરતાં મન, વાણી વિરામ પામી જાય છે. એ સુખ તો જે અનુભવે તેજ જાણે તમારા પિતાનો દેશ અનંત છે. સુખ પણ અનંત છે. શ્રુતિ કહે છે કે, ભૂમા (બ્રહ્મ) સુખરૂપ છે. ત્યાં તમે સઘળા આત્માઓ સરખુંજ સુખ ભોગવશો. ત્યાં હું તું ભાવ રહેશે નહિ. તમે તમારા પિતા (બ્રહ્મ) રૂપ થઇ જશો. માટે એવા સુખની પ્રાપ્તિ માટે આ શ્રુતિનો બોધ છે. તેનો વારંવાર મનન, વિચાર અને અભ્યાસ

કરશો તો તમને તે નિત્ય સુખની પ્રાપ્તિ થશે. આવો આપણી શ્રુતિ માતાનો દિવ્ય સંદેશો છે. તે મેં તમને કહ્યો છે. પછી તમારી જેવી ઇચ્છા. મને તો આવા વિચારથી સર્વાત્મભાવ દૃઢ થાય છે. શ્રુતિનું જે વારંવાર કથન છે; તે જે અધિકારીને જે રીતે જ્ઞાન થાય તેને માટે જુદી જુદી રીતે કહેલું છે તેથી પુનરૂક્તિ દોષ નથી.

## મુમુક્ષુ આત્માઓનું કર્ત્તવ્ય અને વિચાર.

શ્રુતિ કહે છે કે મારા પરમપ્રિય આત્માઓ પ્રાતઃકાળે (બ્રાહ્મમુહૂર્ત્તમાં) ઉઠીને પરમાત્મ ચિંતન કરવું. અને હું તથા આ પ્રતીત થતું જગત પરમાત્મામાં વિવર્તરૂપ ભાસે છે. એ સઘળું મિથ્યા છે અને પરમાત્માજ સત્ય છે; તે પરમાત્માજ હું છું. એવા વિચાર કરી પોતાની શૈયામાંથી ઉઠીને શૌચ સ્નાન સંધ્યાદિ કરી સ્વધર્માચરણ તથા ઇશ્વરની નિષ્કામ ભક્તિ કરવી. અને કોઇ પણ પ્રાણીને દુઃખ ન થાય એવું વર્ત્તન તથા વ્યવહાર કરવો. અને પોતાના આ શરીર રૂપી ઘરનો રોજમેળ રાખવો અને સારા વિચારોને જમા કરવા અને નબળા વિચારોને દૂર કરવા. મનના બોધનો વિચાર જેમ કોઇ અમૂલ્ય હીરો વિષ્ઠામાં પડયો હોય તેને લઇને તથા ધોઇને પોતે સ્નાન કરી તે હીરાને છેદ કરીને રેશમના દોરામાં પરોવી પોતાના ગળામાં ધારણ કરવાથી બહુજ સારો શોભે છે. તેમ મનરૂપી હીરાને સંસારના વિષયરૂપ વિષ્ઠામાંથી

વિષયોમાં દોષ દર્શન કરીને કાઢવો. અને પછી વિવેકરૂપી જળ વડે ધોઇને વૈરાગ્યરૂપી અસ્ત્ર વડે અભ્યાસ રૂપી છેદ કરીને વિચારરૂપી રેશમના દોરામાં પરોવીને રાખવાથી એ મન તમને આત્મ સાક્ષાતકારમાં બહુજ અનુકુળ થશે. મુમુક્ષોએ કલ્પિતનો વિચાર નહી કરવો પણ અકલ્પિત બ્રહ્મનો વિચાર કરવો મનનો બોધ. આ દેહ દેવાલય છે—અને જીવ શિવ સ્વરૂપ છે અજ્ઞાનરૂપી નિર્માલ્ય ઉતારીને હું શિવ સ્વરૂપ આત્માજ છું એવું ચિંતન કરવું એનું નામ શિવપૂજન છે. અને સર્વત્ર અભેદ દર્શન કરવું; એનું નામ જ્ઞાન છે. મનને નિર્વિષય કરવું એનું નામ ધ્યાન છે. મનના મેલનો ત્યાગ કરવો એનું નામ સ્નાન છે. ઇંદ્રિઓનો નિગ્રહ શૌચ છે. અને દ્વૈત રહિત બ્રહ્મમાં મનની વૃત્તિ રાખવી. માતા પિતાના રજ વીર્યથી ઉત્પન્ન થયેલું મહા રોગવાળું અને પાપનું મંદીર છે; જેના નવ દ્વારમાંથી મળ ટપકે છે, હું અને મારૂં વિષ્ટા મૂત્ર છે, તેવા શરીરમાંથી અભિમાન છોડી દેવું. જ્ઞાન વૈરાગ્ય રૂપ માટીથી ચિત્તની શુદ્ધિ કરવી. અને વાસનાનો નાશ કરવો. પૂર્વાપરનો વિચાર કર્યા વિના દૃઢ આગ્રહપૂર્વક વસ્તુને ગ્રહણ કરવાની જે ઇચ્છા એનું નામ વાસના છે. અહંકાર પુત્ર છે વિત્તભાઈ છે મોહ મંદીર છે એને છોડી દેવાથી મુક્ત થવાય છે. મોહરૂપી માતા મરી ગઇ છે. બોધરૂપી પુત્ર જન્મ્યો છે. હૃદયમાં જ્ઞાનરૂપી સૂર્ય છે તે ઉદય અસ્તથી રહિત છે. માટે સંધ્યા કોને વાસ્તે કરવી એવા વિચાર સદાકાળ

કરવા. ચાલતી વેળા હું આત્મારૂપી સમુદ્રનો તરંગ છું. બેઠેલી સ્થિતિમાં હું જ્ઞાનરૂપ સૂત્રમાં પરોવાયલો મણકો છું અને ઈંદ્રિઓના વિષયોની પ્રતીતિમાં હું આત્માના દર્શનથી હર્ષ પામ્યો છું અને સુવાના સમયમાં હું સુખ સાગરમાં ડુબી ગયો છું. એવી ભાવના કરતાં કરતાં મુમુક્ષુએ પોતાનું આયુષ્ય વ્યતીત કરવું. અને ઉપર જણાવેલા શ્રુતિબોધનો મનન વિચાર અને અભ્યાસ કરવાથી મનના સઘળા સંકલ્પો શાંત થવાથી જીવનમુક્ત દશા થશે. જેની પ્રજ્ઞા સ્થિર થઈ છે; જેનો આનન્દ અંતરાત્ય રહિત છે, અને પ્રપંચ જેને વિસ્મૃત થઈ ગયો છે, તે જીવન મુકત છે. તે જીવનમુક્ત પ્રારબ્ધની સમાપ્તિયે વિદેહ કૈવલ્ય થશે. માટે મુમુક્ષુઓએ આવા વિચાર સદાકાળ કરવા.

## શ્રુતિ બોધના અધિકારીનો વિચારઃ—

શ્રુતિ ભગવતિનાંજ આ બધા આત્માઓ છે. માટે પોતાના બધા આત્માઓને સરખો બોધ કરે છે. શ્રુતિને પક્ષપાત છેજ નહિ. પણ જેમ કોઈ માતાને ત્રણ પુત્રો હોય તેમાં એક માંદો હોય, બીજો માંદગીમાંથી ઉઠેલો હોય, અને ત્રીજો નિરોગી હોય, તેને માતા જુદું જુદું ભોજન આપે છે; તેમ શ્રુતિ માતા પોતાના પુત્રોને જૂદે જૂદે પ્રકારે બોધ કરે છે. કોઇને નિષ્કામ કર્મ, કોઇને નિષ્કામ ઉપાસના અને કોઇને જ્ઞાનનો બોધ કરે છે. જેમ મેઘને પક્ષપાત નથી; પણ બીજાના

સ્વભાવ જૂદા જૂદા હોવાથી તેના સ્વભાવ પ્રમાણે ગ્રહણ કરે છે. કેટલાંક બીજો તો ઉગતાંજ નથી. અને કેટલાંક ઉગીને મરી જાય છે. કેટલાંક મોટાં થઇને મરે છે. કેટલાંક વધ્યાજ રહે છે; કોઈકને ફળ આવે છે. તેમ કેટલાક જીવો તો ગાઢ નિદ્રામાં છે. કેટલાક સુષુપ્તિમાં છે. કેટલાક સ્વપ્નમાં છે. અને કેટલાક જાગ્રત છે. કેટલાક પૂરા જાગ્રત થયા છે. આ શ્રુતિનો બોધ પૂરા જાગેલાને થશે. બીજાઓ જ્યારે જાગૃત થશે ત્યારે થશે. ઉંઘતાને શ્રુતિ માતા કેવી રીતે બોધ કરે? તે માટે શ્રુતિમાતાને પક્ષપાત છેજ નહિ. શ્રુતિ (માતા) પિતા (**બ્રહ્મ**) જેમ પિતાનાં સાચાં સ્વરૂપને માતાજ જાણે છે; તેમ **બ્રહ્મના** સ્વરૂપને શ્રુતિ માતાજ જાણે છે. માટે સમષ્ટિમાં બોધ કરાય ત્યાં સંકોચ વૃત્તિ નહિ કરાય જ્યાં વ્યષ્ટિ હોય ત્યાં સંકોચ વૃત્તિથી બોધ કરાય માટે શ્રુતિ કહે છે કે ઉઠો જાગ્રત થાઓ અને આચાર્યની સમીપ જઇને આ બોધને હૃદયમાં ઉતારો. એમ પરોક્ષ રીતે કહે છે. અને જ્યાં વ્યષ્ટિને બોધ થાય ત્યાં અપરોક્ષ રીતે કહે છે. અને સમષ્ટિમાં સામાન્ય રીતે કહે છે. અને વ્યષ્ટિમાં અધિકારી પરત્વે બોધ કરાય છે. અનાધિકારીને નહિ. અનાધિકારી ઇંદ્રને દધ્યંગ ઋષિએ બોધ કરેલો. તેના પરિણામે ઇંદ્રે ઋષિનો શિરચ્છેદ કર્યો હતો. એ ઇંદ્રને ભોગોમાં વૈરાગ્ય થવાથી પ્રજાપતિને ત્યાં ૧૦૧ બ્રહ્મચર્ય પાળીને જ્ઞાન

મેળવ્યું હતું. શ્રુતિનો એવો આદેશ છે કે સમષ્ટિમાં ઉઠો, જાગો, સાવધાન થાઓ. ગુરૂની સમીપ જાઓ; અને વ્યષ્ટિમાં આચાર્યવાન પુરૂષજ જ્ઞાનવાન થાય છે. એ શ્રુતિ છે. શ્રી કૃષ્ણ ભગવાને ગીતાજી સમષ્ટિને પરોક્ષ રૂપે કહ્યાં છે. અને અર્જુનને અપરોક્ષ રીતે કહ્યાં છે. અને અર્જુનને કહ્યું છે કે અનાધિકારીને બોધ કરવો નહિ.

## શ્રુતિ બોધના અભ્યાસનો વિચારઃ—

અભ્યાસ એટલે **આત્મા**નું અને **બ્રહ્મ**નું શ્રવણ, મનન વિચાર કરીને જે નિશ્ચય કરેલો અર્થ; તેનું હું **પ્રત્યગાત્મા બ્રહ્મજ** છું. એવુ વારંવાર તૈલધારાવત્ ચિંતન કરવું એનું નામ અભ્યાસ. એ અભ્યાસ વ્યષ્ટિ અને સમષ્ટિની એકતા કરીને કરવો. વ્યષ્ટિમાં ઉપર જણાવ્યા પ્રમાણે અને સમષ્ટિમાં પ્રતિત થતું સઘળું નામરૂપને ક્રિયાવાળાં જગતનું અધિષ્ઠાન એક બ્રહ્મજ છે. એમ શમ, દમ, આદિ સાધનપૂર્વક મનમાં ચિંતન કરવું. અને બાહ્યવર્તન પણ એજ પ્રમાણે કરવું. અને કોઈ મનુષ્યાદિ પ્રાણીને દુઃખ ન થાય એવું આચરણ કરવું. આ પ્રમાણે અભ્યાસ કરવાથી; વાસના, હું અને મારૂં રાગ દ્વેષાદિ સઘળાં દ્વંદ્વો નિર્મૂળ થશે; એટલે **બ્રહ્માનુભવ** થશે. અને જીવનમુક્ત દશા થશે પછી જેમ અજ્ઞાન અવસ્થામાં સુષુપ્તિમાં એવો નિશ્ચય હોય છે કે બહારથી કોઈ આપણું નામ લઈને બોલાવતાંની સાથેજ હું

કરીને ઉઠીએ છીએ. તે જેમ સ્વભાવિક છે; તેમ હું **પ્રત્યક્ આત્મા બ્રહ્મજ** છું; એવું જ્યારે સ્વભાવિક થઇ જાય ત્યારે જાણવું જે આપણો અભ્યાસ સમાપ્ત થયો. પછી એ અનુભવ સ્વસંવેદ્ય છે. કહી શકાય એવો નથી. ઉપરના અભ્યાસની ત્રણ ભૂમિકા સાધનરૂપ છે. અને ચોથી ભૂમિકા સાધ્યરૂપ છે. આ ભૂમિકાવાળા કોઇ મહાત્માનું પ્રારબ્ધ આચાર્યનું હોય; તો શિષ્યોને **બ્રહ્માત્મને**ા બોધ કરે; અને એવું પ્રારબ્ધ ન હોય તો **બ્રહ્માનંદ**માં મસ્ત થઇને વિચરે છે. આ ભૂમિકાવાળા મહાત્મા **બ્રહ્મવિત્** કહેવાય છે. એ મહાત્માને બધું જગત સ્વપ્નવત્ અનુભવાય છે. પછી પાંચમી ભૂમિકા સુષુપ્તિવત્ છે. એ અવસ્થાવાળા જીવન્મુકતને જાગ્રતમાં પણ સુષુપ્તિ છે. જેમ સુષુપ્તિમાં દ્વૈતનો અભાવ છે; તેમ પાંચમી ભૂમિકાવાળાને દ્વૈત મિથ્યારૂપે પણ પ્રતિત થતું નથી. પણ મિથ્યા સંસ્કારરૂપે રહે છે. આ ભૂમિકાવાળા જીવન્મુક્તને **બ્રહ્મવિદ્વર** કહે છે. પછી છઠ્ઠી ભૂમિકાવાળા જીવન્મુકતની અવસ્થા ઘાઢ સુષુપ્તિ છે. એને પદાર્થ માત્રનો અભાવ થઇ જાય છે. એનેજ શ્રુતિ બાલ્યાવસ્થા કહે છે. જેમ બાળકના શરીરનું રક્ષણ એની માતા કરે છે; તેમ એ ભૂમિકાવાળાના શરીરનું રક્ષણ એના શિષ્યાદિ કરે છે. એ અવસ્થાવાળા જીવન્મુકતને **બ્રહ્મ વિદ્વરીયાન્** કહે છે. હવે સાતમી ભૂમિકા વિદેહ કૈવલ્યની છે. એ અવસ્થામાં કોઇપણ જાતની કલ્પના નથી. એ અવસ્થાવાળાને **બ્રહ્મ વિદ્વરીષ્ઠ**

કહે છે. એ અવસ્થા પ્રારબ્ધની સમાપ્તિ એ થાય છે. આ પ્રમાણે અભ્યાસક્રમની સમાપ્તિ છે. માટે મારા પરમપ્રિય મુમુક્ષુ આત્માઓ આ શ્રુતિબોધનું આદિથી તે અંત સુધી ઉપર કહ્યા પ્રમાણે બહુજ પ્રેમપૂર્વક વાંચીને યથાર્થ સમજીને મનન, વિચારને અભ્યાસ કરીને **બ્રહ્માનુભવ** કરો. એવો શ્રુતિ માતાનો દિવ્ય સંદેશો છે. મારી પણ પૂર્ણ ઇચ્છા છે કે એ પ્રમાણે કરીને **બ્રહ્માનુભવને** પ્રાપ્ત થાઓ. ૐ તત્ સત્.

# ઉપસંહાર.

ઉપર પ્રમાણે બતાવેલા સામાન્ય વિશેષ ધર્મનું પાલન કરવાથી અને ઈશ્વરની ભકિત કરવાથી ઈશ્વરકૃપા થાય છે. ઇશ્વર પરોક્ષ છે; અને ઈશ્વરની વાણી પણ પરોક્ષ છે. પણ ઈશ્વરકૃપા થવાથી ઇશ્વરજ ગુરૂરૂપે અપરોક્ષ થાય છે. ગુરૂની ભકિત કરવાથી ગુરૂકૃપા થાય છે. એ ગુરૂ બે રૂપે અપરોક્ષ થાય છે. બાહ્ય ગુરૂ વાણી દ્વારા અને અંતર ગુરૂ મન રૂપે થાય છે. ગુરૂકૃપાથી શ્રુતિ કૃપા થાય છે. શ્રુતિકૃપા થવાથી શ્રુતિના મહાવાકયનાં વચનનું યથાર્થ વિચાર કરવાનું સામર્થ્ય આવે છે. એ શ્રુતિકૃપાથી શ્રુતિમન ગુરૂમાં અપરોક્ષ થાય છે. અને હું **કૂટસ્થ આત્મા બ્રહ્મ** છું એવો પરોક્ષ નિશ્ચય દ્દઢ કરાવીને પછી નેતિ નેતિ કહીને શ્રુતિમાતા વિશ્રામ પામે છે. પછી પોતાના **પ્રત્ય ગાત્માને બ્રહ્મનુ** અભેદ રૂપે તૈલધારાવત્ ચિંતન કરવા રૂપ અભ્યાસથી **બ્રહ્મા-**

**કાર** વૃત્તિ થાય છે. પછી જેમ વાદળાં દૂર થવાથી સૂર્ય સ્વયં પ્રકાશે છે, તેમ અંતઃકરણ ઉપર અજ્ઞાનનાં આવરણનો પડદો હતો; તે દૂર થવાથી બ્રહ્મ સ્વયં પ્રકાશે છે. પછી **બ્રહ્મ આત્મા** નામ પણ રહેશે નહિ. શ્રુતિ કહે છે કે એક અદ્વિતીય **બ્રહ્મજ** છે. બીજું કાંઇજ નથી.

આ શ્રુતિનો બોધ બધાને સરખોજ છે. **બ્રહ્મ રૂપ** દેશ પણ બધાને સરખો છે. અને એમાં વસતાં આત્માઓ પણ સરખાંજ છે. માત્ર ઉપાધિઓને લઇને જુદા જુદા દેખાય છે. માટે આ બોધને પોતાનાંજ માનીને તન મન અને ધનથી તમારા બીજા આત્માઓને પોતાની ભાષામાં છપાવીને અરસપરસ વિના મૂલ્યે પહોંચાડશો. એવી શ્રુતિની આજ્ઞા છે. સ્રીઓએ પણ ઉપર પ્રમાણે કરીને શ્રુતિમાતાની આજ્ઞાનું પાલન કરવું. અને પોતાને મળેલી લક્ષ્મીનો સદુ-પયોગ કરવો એના જેવો બીજો કોઇ પરોપકાર નથી.

આ શ્રુતિબોધના ઇશ્વરજ સ્વયં શ્રુતિદ્વારા કર્તા છે. અને શ્રુતિ ગુરૂદ્વારા કર્તા છે. અને શિષ્ટા તો નિમિત માત્રજ છે.

ધર્માધર્મથી રહિત, કાર્યકારણથી રહિત, દેશકાળ વસ્તુ પરિચ્છેદથી રહિત છે, એવા પરમાત્માને મારા અભેદ રૂપે નમસ્કાર છે.

ૐ શાંતિ થાઓ ૐ શાંતિ થાઓ ૐ શાંતિ થાઓ.

ૐ તત્સત્ પરમાત્માને નમઃ

# સૂચના

શ્રી શ્રુતિબોધ નામનો દીવ્ય લેખ મુમુક્ષુ આત્માઓના મોક્ષને વાસ્તે શ્રીમદ્ પરમહંસ પરિવ્રાજ કામાર્થં દંડી સ્વામી શ્રી ગુરૂ પ્રજ્ઞાનાનન્દ સરસ્વતી શિષ્ય પૂર્ણાનન્દ સરસ્વતીએ લખ્યો છે. માટે જે મુમુક્ષુ આત્માઓ માંગણી કરશે તેમને ટપાલ ખર્ચ માટે અડધા આનાની ટીકીટ મોકલેથી વિના મૂલ્યે મોકલી આપવામાં આવશે. એ શ્રુતિ બોધ જે મુમુક્ષુ આત્માઓને મળે તેમણે પોતાની ભાષામાં છપાવીને એક બીજા મુમુક્ષુ આત્માઓને અરસપરસ વિના મૂલ્યે મળે એવો પ્રયાસ કરશો તો એના જેવો બીજો કોઇ જ પરોપકાર નથી.

પુસ્તક મળવાનાં ઠેકાણાં:—

રા. રા. ગાંડાભાઈ લલ્લુભાઇ દેશાઈ

મુ૦ કતારગામ વાયા સુરત.

રા. રા. કીકાભાઈ રણછોડજી દેશાઈ

ધી સુરતી સ્ટોર

ભુલેશ્વર મુંબઈ નં. ૨

---


મુમુક્ષુ આત્માઓના હિતાર્થે છપાવીને પ્રસિદ્ધ કર્તા:—

દેસાઈ કીકાભાઈ રણછોડજી

ધી સુરતી સ્ટોર્સ, ભુલેશ્વર મુંબઈ નં. ૨

છાપનાર:— મણીલાલ ભગવાનદાસ

શ્રી "મોઢેશ્વર" પ્રિ. પ્રેસ, ખરાનપુરી ભાગળ—સુરત.